શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમનું મુખપત્ર

॥ एषा वेदोपनिषद् ॥

# ગુરુકુલ દર્શન

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

વર્ષ : ૬ • માર્ચ - ૨૦૧૪ • અંક - ૩

પંચવાર્ષિક લવાજમ : રૂ. ૨૫૦/-

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ॥

प्रज्ञानं ब्रह्म

अयमात्मा ब्रह्म

अहं ब्रह्मास्मि

तत्त्वमसि

नेति नेति

## ઉપનિષદ કથા

ઈન્ટરનેશનલ યોગ ફેસ્ટીવલમાં પૂજ્ય સ્વામીજીનું
સ્વાગત કરતા પૂજ્ય મુનિજી, ઋષિકેશ

સહજાનંદ ગૃપ દ્વારા આયોજિત સ્નેહમિલનમાં
ઉપસ્થિત પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી, સુરત

સત્સંગિજીવન કથાના વક્તાશ્રીઓ સાથે
યજમાન પરિવાર, રાજકોટ

પૂજ્ય કોઠારી સ્વામીના દર્શન-પૂજન
કરતા પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી

પૂજ્ય સંતો સાથે સમાવર્તન સંસ્કાર પ્રાપ્ત કરનારા અમદાવાદ તથા છારોડી ગુરુકુલના વિદ્યાર્થીઓ

1. Pujya Muniji welcomes Pujya Swamiji at International Yog Festival, Rushikesh. 2. Pujya Balkrishnadasji Swami at get-together organized by Sahajanad Group, Surat. 3. Yajman family with the orators of Shreemad Satsangi JivanKatha, Rajkot. 4. Purani Shree Balkrishnadasji Swami performs *Darshan* & *Poojan* of Pujya Shree Kothari Swami. 5-6. Send off ceremony at Gurukul Ahmedabad & SGVP : Students and Saints.

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૬, માર્ચ-૨૦૧૪, અંક-૩

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org
SwaminarayanGurukul
GurukulParivar


## વસંતના વધામણા

સખી આવત આજ પિયારીયા
બાજત અનહદ શહેનાઈયા...સખી
યે સત્‌ગુરુ કોયલ કૂક રહી
યે નૈન બદરિયા ઝૂક રહી
મન મોર કરે કેકારિયા...સખી
ફૂલોંકી ખુશ્બુ છા રહી
મેરે યારકી ખબરે લા રહી
બહતી યે મંદ બયારીયા...સખી
દિલ બાગમેં મૌસમ ઝૂમ રહી
હર કલિયાઁ યારકો ચૂમ રહી
ઉડત હૈ રંગ ફૂહારિયા...સખી
સખિયા સુમંગલ ગાઈ રહી
મૈં સાવરિયાસૂ બ્હાહી રહી
સરબસ માધવ પર વારિયા...સખી

- સ્વામી માધવપ્રિયદાસજી

# ઉપનિષદ કથા

- સાધુ યજ્ઞવલ્લભદાસ

ભારત અધ્યાત્મ વિદ્યાનું કેન્દ્ર છે. ભારતનો પ્રાણ અધ્યાત્મ છે. અધ્યાત્મ થકી જ આજે ભારત દુનિયાના નકશામાં પોતાની આગવી ભાત પાડે છે. ભારતીય સંસ્કૃતિને ઉજાગર કરનાર, ચોમેર સુવાસ પ્રસરાવનાર અધ્યાત્મનું મૂળ 'વેદ' છે. વેદમાંથી પ્રગટેલી અધ્યાત્મગંગા આજે સંપૂર્ણ વિશ્વમાં વહી રહી છે અને અસંખ્ય જીવોને પાવન કરી અધ્યાત્મના રંગે રંગી રહી છે.

ઋષિમુનીઓને હજારો વર્ષની તપશ્ચર્યાને અંતે અધ્યાત્મવિદ્યાનો વેદરૂપી એક અણમોલ નિધિ પ્રાપ્ત થયો. વેદ અપૌરુષેય છે, વેદ કોઈ માનવની રચના નથી. 'ऋषयः मंत्रद्रष्टारः' ઋષિઓ વેદના દ્રષ્ટા છે, રચયિતા નહી.

ઋષિઓને દર્શનમાં પ્રાપ્ત થયેલી વેદપરંપરા આજે આપણને ગ્રંથ સ્વરુપે પાપ્ત થઇ છે. આ અધ્યાત્મવિદ્યાનો ભંડાર અનેક સ્વરૂપો ધરાવે છે.

વેદ મૂલતઃ એક જ હતો, પરંતુ મંત્રોના સ્વરુપ અને વિષય પ્રમાણે ભગવાન વેદવ્યાસજીએ તેને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એમ ચાર વેદરુપે સંપાદિત કર્યા.

આ ચાર વેદોમાં રહેલી અધ્યાત્મવિદ્યા બ્રહ્મસૂત્ર, યોગસૂત્ર, ભક્તિસૂત્ર, સાંખ્યકારિકા, પુરાણો, ઈતિહાસ આદિક અનેક ગ્રંથોમાં પણ અભિવ્યક્ત થઈ છે.

ભારતીય સંસ્કૃતિમાં અધ્યાત્મવિદ્યાના રહસ્યોને પ્રકાશિત કરવાની બીજી એક વિશિષ્ટ પદ્ધતિ પણ વિકસી છે. આ પદ્ધતિ છે, આપણું કથા-સાહિત્ય.

અધ્યાત્મવિદ્યાના રહસ્યપૂર્ણ સત્યોને અતિ સરળ રીતે ઘરઘર સુધી પહોંચાડવાનું માધ્યમ એટલે કથા-સાહિત્ય. આપણી સંસ્કૃતિમાં અધ્યાત્મપરક કથા-સાહિત્યનો વિકાસ પ્રાચીન કાળથી આજ સુધી થતો રહ્યો છે. આપણું કથા-સાહિત્ય ઘણું વિસ્તૃત, સમૃદ્ધ અને સરળ છે. આ કથાઓનું મૂળ વેદ છે. વેદ તો મંત્રોનો જ સંગ્રહ છે, છતાં પણ આ મંત્રોમાં ક્યાંક ક્યાંક કથાઓ અંશરૂપે જોવા મળે છે. એમાં પણ આરણ્યકો અને ઉપનિષદોમાં કથાઓ સ્પષ્ટરૂપે જોવા મળે છે.

ઉપનિષદોમાં આવેલી કથાઓ અધ્યાત્મતત્ત્વને વધુ સરળ અને સ્પષ્ટ બનાવે છે. ઉપનિષદોની માર્મિક અને સુંદર અધ્યાત્મકથાઓ આપણા આધ્યાત્મિક કથા સાહિત્યનો અણમોલ ખજાનો છે. આ કથા-સાહિત્ય ભારતીય સંસ્કૃતિ અને ભારતીય અધ્યાત્મવિદ્યાને યથાર્થ સમજવા મુખ્ય ભૂમિકા ભજવે છે.

કથાના માધ્યમ દ્વારા પાત્રો, સંગ્રહો, સંવાદો વગેરે પરિબળો ભાવનું એક જીવંત અને વિશિષ્ટ વાતાવરણ ખડું કરે છે, જેથી તે હૃદયને સ્પર્શી જાય છે અને ભાવનાના તારોને ઝંકૃત કરી દે છે. સરળ વિધાનરૂપે રજુ થયેલા સિદ્ધાંત વાંચકના હૃદય સુધી ન પહોંચી શકે, પરંતુ એ જ સિદ્ધાંત કથાના માધ્યમ દ્વારા વ્યક્ત થાય છે ત્યારે તેની અસર અનેક ગણી વધી જાય છે, અને વાંચકના હૃદય સુધી પહોંચી જાય છે.

આધુનિક સમયમાં બુદ્ધિજીવીઓ આપણા પુરાણોમાં આવેલી કથાઓને વાંચી, સાંભળીને મોં મચકોડે છે અને કથા સાહિત્યને હાસ્યાસ્પદ ગણાવે છે. પરંતુ ગેરસમજનો ભોગ બનેલા માણસોને એ નથી ખબર કે આ કથાઓ ચકાચકીની વાર્તા જેવી બાળવાર્તાઓ કે મનોરંજન કરાવનારી કથાઓ નથી, પરંતુ અધ્યાત્મના સત્યોને ઉજાગર કરવાના શ્રેષ્ઠ માધ્યમો છે. જો પુરાણ કથાઓ, ઉપનિષદ કથાઓના આંતર અર્થને સમજવામાં આવે તો જ જણાશે કે ઋષિઓ દ્વારા જીવનના ખરા મર્મોને અભિવ્યક્ત કરવા આ કથાઓ લખાઈ છે.

ખરેખર જોઈએ તો ઉપનિષદો રહસ્યમય વિદ્યાઓનો ખજાનો છે. આ ખજાનો સરળતાથી પ્રાપ્ત થઇ શકે એટલે ઋષિઓએ વચ્ચે વચ્ચે નાની નાની કથાઓ કે સંવાદો પ્રયોજ્યા છે, જેથી એ કથાઓનો ખરો મર્મ હૃદયની આરપાર ઉતરી જાય.

'मंत्रब्राह्मणात्मको वेदः' મંત્ર (સંહિતા) અને બ્રાહ્મણો મળીને વેદ બને છે. બ્રાહ્મણગ્રંથોમાં વેદના મંત્રોના અર્થ, તેમનો વિનિયોગ, યજ્ઞના અનેક પ્રકારો, ઉપાસનાની ભિન્નભિન્ન પદ્ધતિઓ વગેરેનો સમાવેશ થાય છે.

બ્રાહ્મણગ્રંથોના ત્રણ વિભાગ છે. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ. કર્મકાંડનું વિવરણ બ્રાહ્મણગ્રંથોમાં, ઉપાસનાકાંડનું વર્ણન આરણ્યકગ્રંથોમાં

તેમજ જ્ઞાનકાંડનું વર્ણન ઉપનિષદોમાં કરવામાં આવ્યું છે.

બ્રાહ્મણગ્રંથોના અંતિમ તેમજ સારરુપ ભાગને આરણ્યક કહેવામાં આવે છે. એજ રીતે આરણ્યકગ્રંથોના અંતિમ અને સારરુપ ભાગને ઉપનિષદ કહેવામાં આવે છે.

ઉપનિષદોની સંખ્યા અંગે ઘણા મતભેદો છે. વસ્તુતઃ ઉપનિષદોની સંખ્યા એક હજારથી પણ વધારે છે એવું માનવામાં આવે છે, પરંતુ કાળક્રમે તેઓ લુપ્ત થયા છે. અત્યારે વિદ્વાનોના મતે ૧૦૮ ઉપનિષદો સર્વમાન્ય છે.

તેમાં પણ અગિયાર ઉપનિષદ પ્રધાન માનવામાં આવે છે, અને શંકરાચાર્ય આદિ આચાર્યોએ એમના ઉપર ભાષ્યો પણ લખ્યા છે.

એ અગિયાર ઉપનિષદોમાં ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, ઐતરેય, તૈત્તિરીય, શ્વેતાશ્વતર, છાંદોગ્ય અને બૃહદારણ્યકનો સમાવેશ થાય છે.

વેદાંતશાસ્ત્રની પ્રસ્થાનત્રયીમા ઉપનિષદ, બ્રહ્મસૂત્રો અને શ્રીમદ્ ભગવદ્ગીતાનો સમાવેશ થાય છે. બ્રહ્મસૂત્રોમાં ભગવાન વેદવ્યાસે ઉપનિષદોના મંત્રોની શાસ્ત્રીય મીમાંસા કરી છે. ભગવાન શ્રીકૃષ્ણએ શ્રીમદ્ ભગવદ્ગીતાના ૭૦૦ શ્લોકોમાં ઉપનિષદોના સારભાગને જ સંગ્રહિત કર્યો છે. આમ ઉપનિષદો ભારતીય અધ્યાત્મવિદ્યા અને દર્શનોની ગંગોત્રી સમાન છે.

વિશ્વના મહાન તત્ત્વજ્ઞાની શોપનહેર ઉપનિષદો વાંચી એટલા પ્રભાવિત થયેલા કે તેઓ ઉપનિષદોને માથા ઉપર મૂકી નાચવા લાગેલા. કોઈએ તેનું કારણ પૂછ્યું તો તેમણે કહ્યું, 'પૃથ્વીનું સદ્ભાગ્ય છે કે પૃથ્વી ઉપર ઉપનિષદો જેવા ગ્રંથો છે.'

આજે વિશ્વની લગભગ તમામ ભાષાઓમાં ઉપનિષદોના ભાષાંતર થયા છે. આમ આવા અધ્યાત્મવિદ્યાના રહસ્યોથી ભરપુર ઉપનિષદોને વાંચવા, ભણવા, સમજવા હર ભારતીય માટે એક ગૌરવની વાત છે.

ઉપનિષદોનો અર્થ જ રહસ્યવિદ્યા એવો થાય છે. એ વિદ્યાને સમજવી સરળ નથી. 'ઉપ' અને 'નિ' ઉપસર્ગ અને 'સદ્' ધાતુ પરથી ઉપનિષદ શબ્દ બન્યો છે. ગુરુ પાસે જઈને, એકાંતમાં બેસીને શીખવાની વિદ્યા એટલે ઉપનિષદ. માટે ઉપનિષદોના ખરા રહસ્યોને સમજવા હોય તો સમર્થ ગુરુના શરણે જવું આવશ્યક બને છે.

પ્રસ્તુત અંકમાં આપેલી ઉપનિષદની કથાઓ ગંભીર અર્થોથી ભરેલી અને ગરિમાપૂર્ણ છે. આવી કથાઓના આવરણની પાછળ ગહન રહસ્યો અને ઉપદેશો સમાયેલા હોય છે. તેમનું દર્શન આંખ ખોલીને કરીએ, જીવનના રહસ્યને સમજીએ અને જીવનને

# દેવોનું અભિમાન

કેનોપનિષદ સામવેદના તલવકાર બ્રાહ્મણનો નવમો અધ્યાય છે. આ ઉપનિષદનો પ્રારંભ 'કેન' શબ્દથી થતો હોવાથી તેને કેનોપનિષદ કહેવામાં આવે છે.

અનેક આશ્ચર્યોથી ભરપૂર અને કલ્પનામાં ન આવે તેવી વિવિધ પ્રકારની આ સૃષ્ટિને નિહાળી યુગોથી બુદ્ધિજીવી માનવના ચિત્તમાં અનેક પ્રશ્નો ઉઠતા રહ્યા છે. 'આ સૃષ્ટિનું સંચાલન બળ કોનું છે ? પ્રેરકબળ કોનું છે ? કોના સામર્થ્યથી આ બધું આપમેળે ચાલે છે ?' વગેરે પ્રશ્નોનું સમાધાન આ નાના એવા ઉપનિષદ દ્વારા થાય છે અને એ પણ એક નાની કથા દ્વારા.

એકવાર દેવો અને દાનવો વચ્ચે યુદ્ધ થયું. દૈત્યોની માયાવી શક્તિ આગળ દેવોનો પરાજય થવાનો જ હતો પરંતુ ભગવાનની કૃપાથી દેવતાઓનો વિજય થયો.

આ વિજયમાં ભગવાનની ઈચ્છા અને કૃપા કારણભૂત હતી, પરંતુ દેવો એ સમજી ન શક્યા.

દેવોને તો પોતાના સામર્થ્યનું જ બળ હતું. તેઓ તો એમ જ અભિમાનમાં રાચતા હતા કે, 'કેવળ અમારા પરાક્રમથી જ અમે વિજય મેળવ્યો છે. આ વિજય પાછળ અમારો જ મહિમા છે.'

દેવો આવા અહંકારથી પોતાના ગુણોનું, પોતાના

સામર્થ્યનું ગાન કરવા લાગ્યા. યુદ્ધમાં વિજય થયો એના આનંદમાં પરમાત્મા ક્યાંય વિસરી ગયા.

આમ જોઈએ તો દેવો કહેવાય ભગવાનના જ સંતાનો. પોતાના સંતાનો અભિમાનમાં છકી જઈ પરમ પિતા પરમાત્માને ભૂલી જાય તે એમને કેમ પોસાય ?

પરમાત્માએ દેવોના અહંકારને દૂર કરવા તથા યુદ્ધમાં વિજય થયો એ પાછળનું ખરું રહસ્ય સમજાવવા એક અદ્ભુત યક્ષનું રૂપ ધારણ કર્યું અને જ્યાં વિજયોત્સવ ચાલી રહ્યો હતો તેનાથી થોડે દૂર પ્રગટ થયા.

હવે આબાજુ દેવો એટલા બધા આનંદમાં હતા કે સ્વયં પરમાત્મા થોડે દૂર યક્ષના રુપમાં ઉભા છે, છતાં કોઈનું ધ્યાન સુધ્ધા નથી. અને જે કોઈનું ધ્યાન ગયું તે એ યક્ષને ઓળખી ન શક્યા.

(માટે જ જ્યાં અભિમાનના રંગે બુદ્ધિ રંગાય છે ત્યારે સાચા-ખોટાનો વિવેક રહેતો નથી અને પોતામાં રહેલી તુચ્છ શક્તિને મહાન માની બેસાય છે. અહીં દેવોને પણ આવું જ કંઈક થયું.)

જે દેવોની દ્રષ્ટી એ અદભૂત યક્ષ તરફ ગઈ તે, 'આ કોણ છે ? આ કોણ છે ?' એમ પૂછતા રહ્યા.

જ્યારે કોઈપણ દેવો તે યક્ષને ઓળખી ન શક્યું ત્યારે બધા દેવોએ મળી અગ્નિદેવને કહ્યું, 'અગ્નિદેવ ! તમે જાઓ એ યક્ષ પાસે અને જાણી આવો કે તે યક્ષ કોણ છે.'

અગ્નિદેવ યક્ષ પાસે આવ્યા અને પૂછ્યું, 'તમે કોણ છો ?'

યક્ષે અગ્નિદેવને સામો પ્રશ્ન કર્યો, ''તમે કોણ છો?'' અગ્નિદેવે આશ્ચર્ય અને અભિમાનથી કહ્યું, 'તમે મને નથી જાણતાં ! સમસ્ત વિશ્વમાં મારો પ્રભાવ પ્રસિદ્ધ છે. 'હું સ્વયં અગ્નિદેવ છું.'

યજ્ઞરૂપ પરમાત્માએ પૂછ્યું, ''તમારું શું સામર્થ્ય છે ?''

અગ્નિદેવ કહે, 'હું ચરાચર વિશ્વને એક ક્ષણમાં ભસ્મ કરી શકું છું.'

યક્ષે અગ્નિદેવ સામે ઘાસનું એક તણખલું મૂક્યું અને કહ્યું, ' આ તણખલાં ઉપર તમારી તાકાત અજમાવો અને એને ભસ્મ કરો.'

ગર્વિષ્ઠ અગ્નિદેવે તણખલાને બાળવાના ખૂબ પ્રયત્ન કર્યાં, પોતાની તમામ શક્તિ કામે લગાડી તણખલા ઉપર તૂટી પડ્યા, પરંતુ તે તણખલાને કોઈ અસર ન થઈ. પોતાના સામર્થ્યની પોકળતા સાબિત થતા અગ્નિદેવ લજ્જા પામી ત્યાંથી ચાલી નીકળ્યા.

અગ્નિદેવને નિષ્ફળ ગયેલા જાણી દેવોએ વાયુદેવને યક્ષને જાણવા મોકલ્યાં.

વાયુદેવ યક્ષ પાસે આવ્યા અને પૂછ્યું, 'તમે કોણ છો ?'

યક્ષે વાયુદેવને સામો પ્રશ્ન કર્યો, ''તમે કોણ છો ?''

વાયુદેવે કહ્યું, 'હું વાયુ નામથી પ્રસિદ્ધ માતરિશ્વા છું.'

યક્ષે ફરી પૂછ્યું, ''તમારું સામર્થ્ય શું છે ?''

વાયુદેવ ગર્વથી પોતાનો પરિચય આપતા બોલ્યા, 'એક ક્ષણમાત્રમાં આ ચરાચર વિશ્વના તમામ પદાર્થોને ઉડાડી શકું છું !'

યક્ષે વાયુદેવ પાસે ઘાસનું તણખલું રાખ્યું ને કહ્યું, ''આને ઉડાડો તો તમે ખરા !''

વાયુદેવે પોતાની તમામ શક્તિ કામે લગાડી ખૂબ પ્રયત્નો કર્યા છતા તણખલું એક તસુ પણ ન હલ્યું. તેથી શરમાઈને તે પણ પાછા જતા રહ્યાં.

પોતાના પક્ષના સમર્થ યોદ્ધાઓ નિષ્ફળ ગયા એટલે દેવો ચિંતામાં પડી ગયા. હવે શું કરવું ? આ યક્ષને ઓળખવા કઈ રીતે ? વગેરે ચર્ચા કરવા લાગ્યા. છેવટે તમામ દેવોએ ઈન્દ્રદેવને વિનંતી કરી કે, 'હવે તમે જાઓ અને જાણી આવો કે તે યક્ષ કોણ છે ?'

દેવતાઓની વિનંતીનો સ્વિકાર કરી સ્વયં ઈન્દ્ર યક્ષ પાસે આવ્યા. પરંતુ ઈન્દ્ર યક્ષ પાસે પહોંચે તે પહેલા જ યક્ષ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.

(ઈન્દ્રદેવ દેવોના રાજા છે. ભગવાન ધારત તો તેમની પણ પરીક્ષા લઈ શક્તા હતા, પરંતુ એમ ન કર્યું. કારણ કે રાજાનું અપમાન ન કરાય. સર્વ પ્રજાની સામે રાજાનું અપમાન તેના મૃત્યુ થયા બરાબર છે, માટે અહીં ભગવાને ઈન્દ્રદેવની પરીક્ષા ન લીધી.)

યક્ષ અંતર્ધાન થઈ ગયા છતાં તે યક્ષ કોણ હશે ? તેવા વિચારમાં ને વિચારમાં ઈન્દ્રદેવ થોડીવાર ત્યાં ઉભા રહ્યા.

થોડીવાર થઈ એટલે એ યક્ષના સ્થાને સાક્ષાત્ ઉમાદેવી પ્રગટ થયા.

ઉમાદેવીના દર્શન કરી ઈન્દ્રદેવે નમસ્કાર કર્યા અને પૂછ્યું કે, 'હે દેવી ! આ યક્ષ કોણ હતા ?'

ભગવતી ઉમાએ કહ્યું કે, 'હે ઈન્દ્ર ! તે યક્ષ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા હતા. તેમની જ કૃપા અને પરાક્રમથી અસુરો પરાજીત થયા. તમે તો કેવળ નિમિત્તમાત્ર હતાં. આ વિજય માત્ર તમારા પુરુષાર્થથી થયો છે એમ માનવું એ તમારો મિથ્યા અહંકાર છે. દેવરાજ ઈન્દ્ર ! આપણી શક્તિથી કશું જ ન થઈ શકે, જે કાંઈ થાય છે તે પરમાત્માની શક્તિ વડે જ થાય છે. તમારા અહંકારને દૂર કરવા જ પરમાત્મા તમારી સામે યક્ષરૂપે પ્રગટ થયા અને તમારી

શક્તિઓની નિર્માલ્યતાનું ભાન કરાવી અદશ્ય થયા.'

'મોટા મોટા પરાક્રમીઓના પરાક્રમ, બળવાનોનું બળ, વિદ્વાનોની વિદ્યા, તપસ્વિઓનું તપ, તેજસ્વીઓનું તેજ આ બધું જ પરમાત્માની શક્તિઓનો એક અંશ છે.'

(યક્ષ અંતર્ધાન થઈ ગયા છતા ઈન્દ્રદેવ 'તે યક્ષ કોણ હતા ?' તેવી જીજ્ઞાસાથી પોતાની જગ્યાએ જ ઉભા રહે છે. ત્યારે ઉમાદેવી પ્રગટ થયા અને દેવતાઓમાં સૌ પ્રથમ ભગવાનની ઓળખાણ ઈન્દ્રદેવને થઈ. માટે જ ઈન્દ્રદેવનું સ્થાન સર્વ દેવોમાં અગ્ર છે. અને પરમાત્માની ઓળખાણ કરાવનારા ભગવતી ઉમા જેવા સદ્‌ગુરુ પણ તેમને જ મળે છે, જેનામાં જીજ્ઞાસા હોય, ધીરજ હોય અને નમ્રતા હોય.

અધ્યાત્મમાર્ગમાં પરમાત્માના દર્શન કરતા પણ ઓળખાણનું મહત્ત્વ-મહિમા વધારે છે. અગ્નિ અને વાયુદેવને યક્ષરુપમાં રહેવા પરમાત્માના દર્શન તો થયા પણ ઓળખાણ ન થઈ. જ્યારે દેવરાજ ઈન્દ્રને દર્શન ન થવા છતાં ઉમાદેવીરુપ ગુરુની કૃપાથી પરમાત્માની ઓળખાણ થઈ. તેથી ઈન્દ્રદેવની શ્રેષ્ઠતા છે.

ભગવાન પૃથ્વી ઉપર પ્રગટ હોય ત્યારે પણ દર્શન તો ઘણાંને થાય છે, પરંતુ ઓળખાણ થાય અને શરણે આવે તે ખરા ભાગ્યશાળી છે.)

આવી રીતે ભગવાને દેવતાઓને અહંકાર રહિત

# યમના દ્વારે

કઠ ઉપનિષદના પ્રારંભમાં 'નચિકેતા'ની એક સુંદર કથા છે.

વાજશ્રવાના વંશજ ઉદ્દાલક નામના ઋષિ હતા. એકવાર આ ઋષિએ 'વિશ્વજિત' નામનો એક બહુ મોટો યજ્ઞ કર્યો.

વિશ્વજિત યજ્ઞના વિધાન પ્રમાણે તેમાં સર્વસ્વનું દાન કરવાનું હોય છે. એ વિધાન પ્રમાણે ઋષિએ પોતાની સઘળી સંપત્તિ બ્રાહ્મણોને દાનમાં આપી દીધી.

દાન આપ્યા પછી પણ દાન લેનારના ઋણમાંથી મુક્ત થવા દક્ષિણા આપવામાં આવે છે. તેથી ઉદ્દાલક ઋષિએ દક્ષિણામાં ઋત્વિજોને પોતાની પાસે રહેલી અસંખ્ય ગાયોને આપવાનું વિચાર્યું. ગૌશાળામાંથી ગાયોને મગાવવામાં આવી. ગાયોની દક્ષિણા આપવાનું શરુ થયું. પરંતુ એ ગાયો પણ કેવી ? દુબળી, જીર્ણ, દુધવિહોણી, મરવા પડેલી.

સારી સારી ગાયોને પોતાની પાસે રાખી જીર્ણ ગાયોનું દાન થતું જોઈ ઉદ્દાલક ઋષિના પુત્ર નચિકેતાથી ન રહેવાણુ. તેમણે મહાપુરુષો પાસેથી સાંભળેલું કે આવું વ્યર્થ દાન દેનાર નીચ યોનિને પામે છે. આવી વ્યર્થ દક્ષિણા આપી પોતાના પિતા અકલ્યાણને પામશે તેવા હેતુથી નચિકેતાએ તેમને ચેતવ્યા પણ ઉદ્દાલક ઋષિ ઉપર કોઈ અસર ન થઈ.

(ઉદ્દાલક ઋષિ એક બાજુ વિશ્વજિત યજ્ઞ કરી વિશ્વની તમામ સંપત્તિ મેળવવાની ઈચ્છા રાખે છે, તો બીજી બાજુ તેમનાથી સારી ગાયોનું દાન થઈ શક્તું નથી. માણસમાત્રનો સ્વભાવ જ એવો છે કે એ ક્યાંક ને ક્યાંક બંધાયેલો રહે છે. એ બંધનો છૂટી જાય ત્યારે સ્વયં પરમાત્મા તેમના થઈ જતા હોય છે.

પાનખર આવતા જ વૃક્ષો પોતાના તમામ પર્ણોનો રાજી થતા થતા ત્યાગ કરે છે, તેને ઠુઠું બની જવાનો ડર પણ નથી લાગતો, ત્યારે તે નૂતનતા પ્રાપ્ત કરે છે અને અનેક જીવોને ફળ, ફૂલ, છાંયો વગેરે આપી શકે છે.)

નચિકેતા વિચારે છે કે, વિશ્વજિત યજ્ઞમાં તો સર્વસ્વનું દાન કરવાનું હોય છે, તેથી પિતા બધી જ ગાયો બ્રાહ્મણોને આપી દે તો સારું. અને હા, પિતાની સંપત્તિમાં હું પણ આવી ગયો, એવા હૃદયના સાચા ભાવ સાથે નચિકેતાએ પિતાને કહ્યું, 'હું પણ તમારી સંપત્તિ ગણાવું. તો મને પણ દાનમાં આપી દો !' 'तत कस्मै मां दास्यसीति।'

પુત્રના કહેવાનો મર્મ પિતા બરાબર સમજી ગયા, પણ તે બાળક છે એમ માની ઋષિ ઉદ્દાલકે કોઈ ઉત્તર ન આપ્યો.

ફરી પુત્ર પિતાને કહે છે, 'આપ મારું દાન કોને આપો છો?'

પરંતુ ઉદ્દાલક ઋષિ ઉપર નચિકેતાના પ્રશ્નની કોઈ અસર ન થઈ. નચિકેતા બાળક છે, પણ જૂદી માટીનો. તે પોતાના પિતાને સાચું સમજાવવા માગે છે, જાગ્રત કરવા માગે છે. તેથી નચિકેતા વારંવાર આ પ્રશ્ન કરે છે કે, 'મને કોને દાનમાં આપો છો?'

પુત્રના મર્મભેદી અને વારંવાર પ્રશ્ન પૂછવાથી ઉદ્દાલકઋષિએ ક્રોધમાં આવી કહ્યું, 'मृत्यवे त्वां ददामीति।' 'હું તને યમને આપુ છું.'

ઉદ્દાલક ઋષિના મનમાં તો એવું હતું કે મૃત્યુના ભયથી નચિકેતા ડરી જશે, પરંતુ આ નચિકેતા તો મૃત્યુના માથા ઉપર પગ મૂકી બ્રહ્મપદને પામે એવો બાળક હતો. નચિકેતા વયમાં નાનો હતો, સમજણમાં નહી. ખરેખર ઉદ્દાલક એમ નહોતા ઈચ્છતા કે નચિકેતા યમસદને જાય, પરંતુ તે પિતાની આમન્યા જાળવવા યમસદને જવા તૈયાર થઈ ગયો.

પિતાની આજ્ઞા લઈને નચિકેતા યમસદન પહોંચે છે, પરંતુ યમ બહાર ગયા હોવાથી નચિકેતા યમદ્વાર પાસે જ ત્રણ દિવસ ભૂખ્યા તરસ્યા યમરાજાની રાહ જુએ છે.

ત્રીજા દિવસે યમરાજ આવે છે. નચિકેતાની સર્વ હકીકત જાણી યમરાજને થયું, આ તેજસ્વી બ્રહ્મકુમાર અતિથિ તરીકે મારા આંગણે ત્રણ દિવસથી આવ્યો છે. અતિથિ તો અગ્નિસ્વરૂપ છે. અતિથિધર્મને ન જાણનાર ગૃહસ્થના સર્વ શુભ કર્મો નાશ પામે છે. તેથી યમરાજાએ વિનયથી નચિકેતાને કહ્યું, "બ્રહ્મકુમાર ! તમે ત્રણ રાત્રિ મારા આંગણે અન્ન-જળનો ત્યાગ કરીને વિતાવી છે તેથી હું આપનો અપરાધી ઠર્યો. એ અપરાધમાંથી મને મુક્ત કરવા અને તેના પ્રાયશ્ચિત રૂપે તમે મારી પાસેથી ત્રણ વરદાન માંગી લો."

નચિકેતાએ યમરાજને પ્રણામ કરીને પ્રથમ વરદાન માંગતા કહ્યું કે, "મારા પિતાએ ક્રોધીત થઈ મને તમારી પાસે મોકલ્યો છે. માટે તમે મને જ્યારે મૃત્યુલોકમાં પાછો મોકલો ત્યારે મારા પિતા ક્રોધરહિત પ્રસન્ન ચિત્તવાળા થાય અને મારી સાથે પ્રેમપૂર્વક વાત કરે."

(અહીં નચિકેતાની તેજસ્વિતા અને પિતૃભક્તિ પ્રગટ થાય છે. એક જ વરદાનમાં પૃથ્વિ ઉપર પાછું જવાનું અને પોતાના પિતાની પ્રસન્નતા એમ બન્ને માગી લે છે. જે પિતાએ પુત્રને મૃત્યુને સોંપી દીધો તે જ પુત્ર પિતાની પ્રસન્નતા મેળવી પિતૃઋણ ચૂકવે છે.)

યમરાજ પ્રસન્ન થતાં થકા એ વરદાન નચિકેતાને આપે છે અને બીજું વરદાન માગવાનું કહે છે.

નચિકેતા બીજું વરદાન માંગતા કહે છે, 'હે મૃત્યુદેવ ! ભગવાનનું ધામ ભયરહિત છે. ત્યાં આપનો પણ ભય નથી. ત્યાં ભૂખ-તરસ, હર્ષ-શોક, જરા-મૃત્યુ કશું જ નથી. આપ તે ધામને પ્રાપ્ત કરવાની વિદ્યાને સારી રીતે જાણો છો, તેથી મને એ 'અગ્નિવિદ્યા' સારી રીતે સમજાવો. આ મારૂ બીજું વરદાન છે.'

યમરાજ નચિકેતાએ માંગેલું વરદાન સાંભળી રાજી થયા અને કહ્યું, 'એ દિવ્યલોકને પ્રાપ્ત કરાવનારી અગ્નિવિદ્યાનો સારી રીતે જાણકાર હું તમને જે કહું તે સાવધાન થઈ સારી રીતે જાણી લો. આ વિદ્યા અત્યંત ગુપ્ત છે. એ સર્વને સુલભ નથી.'

એમ કહી યમરાજાએ સાંગોપાંગ અગ્નિવિદ્યા નચિકેતા આગળ કહી સંભળાવી.

નચિકેતાએ પણ યમરાજે કહેલી અગ્નિવિદ્યા જેમની તેમ બોલી બતાવી. આથી યમરાજ તેનું બુદ્ધિકૌશલ્ય જોઈ રાજી થયા અને એક વધારાનું વરદાન આપતા બોલ્યા, 'આ અગ્નિવિદ્યા હવે પછી આપના નામથી જ ઓળખાશે.'

(અગ્નિવિદ્યા એટલે બ્રહ્મવિદ્યા, જેના દ્વારા ભગવાનના ધામની પ્રાપ્તિ થાય. નચિકેતા આ બ્રહ્મવિદ્યાનું વરદાન માગી ઋષિઋણ અને દેવઋણમાંથી મુક્ત બને છે. જે સાધક પિતૃઋણ, ઋષિઋણ અને દેવઋણ એ ત્રણ ઋણમાંથી મુક્ત થાય છે તે જ બ્રહ્મવિદ્યાનો ખરો અધિકારી બને છે.)

હવે યમરાજ નચિકેતાને ત્રીજું વરદાન માગવા કહે છે.

નચિકેતા શ્રદ્ધા પૂર્વક ત્રીજું વરદાન માગતા કહે છે,

येयं प्रेते विचिकित्सा मनुष्ये
अस्तीत्येके नायमस्तीति चैके।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं
वराणामेष वरस्तृतीयः॥

"હે યમદેવતા ! મૃત્યુ પામેલા મનુષ્ય વિશે ભારે સંશય ફેલાયેલો છે. કોઈ કહે છે કે મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ છે અને કોઈ કહે છે મૃત્યુ પછી આત્માનું અસ્તિત્વ નથી. માટે હું આ વિષયે તમારી પાસે યથાર્થ જાણી શકું, એમ બને... આ મારૂં ત્રીજું વરદાન છે.'

નચિકેતાની આ ત્રીજી માગણીથી યમરાજા તેની મુમુક્ષતા ઉપર રાજી થયા. છતાં શિષ્ય આ આત્મવિદ્યાનો અધિકારી છે કે નહીં? તે પરીક્ષા કરતા કહે છે કે, "હે

નચિકેતા ! આ વિદ્યા અતિ ગહન અને દેવોને પણ દુર્લભ છે, સુખેથી જાણી શકાય તેમ નથી. માટે આ વરદાનનાં બદલામાં બીજું કંઈક માગો.''

ત્યારે નચિકેતા કહે છે, ''આ વિદ્યા દેવોને પણ દુર્લભ છે તો પછી આ વિદ્યાને સારી રીતે કહેનારા તમારા જેવા ગુરુ મને બીજા કોણ મળે ? માટે મારે તો આ જ વરદાન માંગવું છે.''

નચિકેતાનો જવાબ સાંભળી યમરાજ તેમને પ્રલોભન આપતા કહે છે કે, 'હે નચિકેતા ! હું તને આ વરદાનનાં બદલામાં અસંખ્ય અપ્સરાઓ, પુત્રો, પૌત્રો, પશુઓ, સોનું, ઘોડાઓ, હાથીઓ તથા જેટલા વર્ષ જીવવાની ઈચ્છા હોય તેટલું આયુષ્ય આપું, પણ આ વરદાન ન માગો.'

યમરાજાના આ પ્રલોભનો આગળ નચિકેતા પોતાના નિશ્ચયમાંથી ચલાયમાન ન થયો. કારણ કે તેમની બ્રહ્મજિજ્ઞાસા અફાટ છે, અધ્યાત્મવિદ્યાની માગણી હૃદયની માગણી છે. તેથી જ તે યમરાજને સ્પષ્ટ કહી દે છે, '**तवैव वाहास्तव नृत्यगीते** ।' 'તમારા વાહનો અને તમારા નૃત્યગીતો તમારી પાસે જ રાખો. અને હા, મારે અધ્યાત્મવિદ્યા સિવાય કશું જ નથી જોઈતું.'

(અહીં નચિકેતાને હજુ તો અધ્યાત્મમાર્ગે ડગ માંડે છે, ત્યા તેમની સામે મહા પ્રલોભનો પ્રગટ થાય છે. પણ નચિકેચા તેમા ન લોભાતા પોતાના માર્ગની દિશા પકડી રાખે છે. તે જાણે છે કે જો હું આ પ્રલોભનોમાં લેવાણો તો મારામાં રહેલું જે કાંઈ સત્વ છે તે હણાઈ જાશે, બ્રહ્મજિજ્ઞાસા ખોવાઈ જશે અને મારું અધઃપતન થશે.

આજે આપણે ધર્મ જગતમાં જોઈ શકીએ છીએ કે મોક્ષના માર્ગે ચાલવા પ્રયત્ન કરતા કેટલાયે મુમુક્ષુઓ આવા નાના પ્રકારના પ્રલોભનોમાં ફસાય છે અને સમાજમાં બદનામી વ્હોરે છે.)

યમરાજ નચિકેતાની શ્રદ્ધાપૂર્વકની વાત સાંભળી ખૂબજ પ્રસન્ન થયા.

જ્યારે ગુરુને સુયોગ્ય શિષ્ય મળે છે ત્યારે હૃદયમાં અત્યંત આનંદ થાય છે, યમરાજાને પણ નચિકેતા જેવો શિષ્ય મળવાથી અત્યંત આનંદ થયો અને એ આનંદ વ્યક્ત કરતા બોલ્યા, 'હે નચિકેતા ! તારા જેવા પ્રશ્ન પૂછનારા જિજ્ઞાસુઓ મને વારંવાર મળજો.'

ગુરુ દ્વારા થયેલી કસોટીમાંથી નચિકેતા સારધાર પાર ઉતર્યો. સોળવલા સોના જેવા શિષ્યને યમરાજ હવે અધ્યાત્મવિદ્યા આપવા તત્પર થયા.

સાક્ષાત યમરાજ વક્તા તરીકે નાના બાળક નચિકેતાને જે અધ્યાત્મવિદ્યાનું રહસ્ય સમજાવે છે તે જ 'કઠોપનિષદ.'

યમરાજ રહસ્યથી ભરપુર આધ્યાત્મવિદ્યાનું જ્ઞાન આપતા પહેલા હજુ એકવાર નચિકેતાનું અંતર ટટોળવા શ્રેય અને પ્રેય કહેતા આત્માનું શ્રેય કરનાર અધ્યાત્મમાર્ગ અને આ લોકના સુખ-વૈભવથી ભરપુર પ્રેયમાર્ગનું વર્ણન કરે છે.

પરંતુ નચિકેતાના મનમાં કોઈ પણ પ્રકારની દ્વિધા છે જ નહી. તે તો શ્રેયમાર્ગનો પથિક છે એટલે એના ઉપર જ પોતાની પસંદગીની મહોર મારે છે અને શ્રેયનો માર્ગ, આંત્યતિક કલ્યાણનો, પરમપુરુષને મળવાનો માર્ગ પસંદ કરે છે.

અને હવે યમરાજ કોઈ પણ પ્રકારનો સંશય રાખ્યા વગર નચિકેતાને આત્મસ્વરૂપ વિસ્તાર પૂર્વક કહેવા લાગ્યા. 'આત્મા અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે, સનાતન છે. શરીરનો નાશ થવા છતા આત્મા ટકી રહે છે. તે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને મહાનથી પણ મહાન છે. આત્મા અનિત્ય શરીરમાં રહેતો હોવા છતાં શરીર રહિત છે.'

'પરમબ્રહ્મ કણકણમાં વ્યાપ્ત છે. સૃષ્ટિક્રમ તેના આદેશ પ્રમાણે જ ચાલે છે. અગ્નિ એના ભયથી જ કામ કરે છે. સૂર્ય તેના ભયથી જ તપે છે. ઈન્દ્ર, વાયુ, આદિ દેવતા અને હું સ્વયં એના ભયથી જ દોડીએ છીએ. જે પુરુષ કાળનો કોળીયો થતાં પહેલા તેને જાણી લે છે તે મુક્ત બની જાય છે.'

'એ પરબ્રહ્મ પરમાત્માનું સર્વશ્રેષ્ઠ નામ 'ओम्' છે. આ 'ओम्' તે જ પ્રણવ છે. આ પ્રણવોપાસના જ શ્રેષ્ઠ ઉપાસના છે અને શ્રેષ્ઠ આલંબન છે.'

'**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुधा श्रुतेन**' તે ન તો વેદના પ્રવચનથી પ્રાપ્ત થાય છે, ન વિશાળ બુદ્ધિથી મળે છે અને ન તો શાસ્ત્ર શ્રવણથી. પરંતુ તે એને જ પ્રાપ્ત થાય છે જેની સમ્પૂર્ણ વાસનાઓ શમી ગઈ છે, કામનાઓ મટી ગઈ છે અને જેના પવિત્ર અંતઃકરણને મલિનતાની છાયા પણ સ્પર્શી નથી શકતી. તથા જે એને પ્રાપ્ત કરવા અત્યન્ત વ્યાકુળ બની જાય છે, એમને સ્વયં પરબ્રહ્મ સામેથી પ્રાપ્ત થાય છે.

માટે '**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत**' માટે ઉઠો, જાગો અને પરમપુરુષને મળવા મંડી પડો. ◎

# આપદ્ધર્મ

છાન્દોગ્યોપનિષદની આ કથા અદ્દ્ભુત છે. ગૃહસ્થાશ્રમમાં રહેતા મુમુક્ષુઓને આ કથાના રહસ્યો અત્યંત ઉપયોગી નિવડે એવા છે.

એક સમયની વાત છે. કુરુદેશમાં બરફની વૃષ્ટિને કારણે તમામ ખેતી નષ્ટ થઈ ગઈ. ભયાનક દુષ્કાળ પડ્યો. દુષ્કાળથી પીડિત પ્રજા અન્નના અભાવથી દેશ છોડીને ભાગવા લાગી.

ચક્રઋષિના પુત્ર ઉષસ્તિ પણ પોતાની પત્નીની સાથે કુરુદેશમાં રહેતા હતા. ઉષસ્તિની પત્નીનું નામ આટિકી હતું. અન્નના અભાવે પ્રાણની રક્ષા માટે ઉષસ્તિ પણ પત્નીને લઈને કુરુદેશ છોડી અહીં-તહીં ભટકવા લાગ્યા. ભટકતા ભટકતા તેઓ એક ધનિકોના ગામમાં આવ્યા.

ઘણા સમયથી કશું ખાવાનું મળ્યું નહોતું. ભૂખની પીડાથી બન્ને પતિપત્ની મરણાવસ્થાને આંબી ગયા હતા. અંગોમાં હલવાની કે ચાલવાની પણ શક્તિ રહી નહોતી. માર્ગની બાજુમાં એક વૃક્ષ દેખાતાં બન્ને ત્યાં ઢળી પડ્યા. હવે તો તો જ ઉભું થવાય જો પેટમાં અન્ન પહોંચે, નહીંતર મૃત્યુ નિશ્ચિત હતું.

ત્યાં ઉષસ્તિની દ્રષ્ટિ થોડે દુર એક ગરીબ મહાવત પાણીમાં પલાળી રાખેલા સડેલા અડદ ખાઈ રહ્યો હતો તેના ઉપર પડી. ઉષસ્તિ ઢસડાતા ઢસડાતા તેની પાસે ગયા અને થોડા અડદ ખાવા માંગ્યા.

મહાવતને પણ માંડ માંડ ખાવાનું મળ્યું હોય એવું લાગતું હતું, છતાં તેમણે કહ્યું, 'અત્યારે જે વાસણમાં હું અડદ ખાઈ રહ્યો છું તેનાથી અધિક મારી પાસે નથી. જો તમોને મારા આ એંઠા અડદ ચાલે એમ હોય તો જરૂર લઈ જાઓ.'

(ભારતીય સંસ્કૃતિની ખરી ઓળખ જ આ છે. વેચીને ખાવા કરતા વહેંચીને ખાવામાં વધારે આનંદ છે. પોતા પાસે પણ પૂરતું ખાવાનું ન હોય, છતાં તેમાંથી થોડું ભુખ્યાને આપવું એજ ગરીબીની ખરી અમીરી છે.)

ઉષસ્તિએ કહ્યું, 'મને આપના પાત્રમાંથી થોડા અડદ આપો.'

મહાવતે પોતાના વાસણમાંથી થોડા અડદ ઉષસ્તિને આપ્યા. એમાંથી ઉષસ્તિએ થોડા અડદ ખાધા અને થોડા પોતાની પત્નીને આપ્યા. આટિકીને પહેલા થોડું (પ્રાણ ટકી રહે એટલું) ખાવાનું મળી ગયું હોવાથી પતિએ આપેલા અડદ તેમણે બાજુમાં રાખી દીધા.

ફરી મહાવતે પાણીના પાત્ર બાજુ હાથ કરીને કહ્યું, 'પેલા વાસણમાં પાણી છે તે પણ પી લેજો.'

ઉષસ્તિએ કહ્યું, 'નહીં, હું તે પાણી નહીં પી શકું, કારણ કે મને એંઠું પાણી પીવાથી દોષ લાગે.'

મહાવતને ઉષસ્તિની વાત સાંભળીને ભારે આશ્ચર્ય થયું. તેમણે કહ્યું, 'આ અડદ પણ મારા એંઠા હતા, તો પછી પાણીમાં શું વાંધો છે?'

ઉષસ્તિએ કહ્યું, "જો ભાઈ ! હું આ અડદ ન ખાત તો મારા પ્રાણ નીકળી જાત. પ્રાણની રક્ષા કરવા આપદ્ધર્મની વ્યવસ્થા પ્રમાણે મેં અડદ લીધા, પરંતુ પાણી વગર હજુ ચાલે એમ છે અને પાણી તો બીજે પણ મળી જશે. જો અડદની સાથે પાણી પણ પી લઉં તો તે સ્વેચ્છાચાર થઈ જાય. માટે હું તમારૂ એંઠું પાણી નહિ પી શકું !' આમ કહીને અને બન્ને જણ તે વૃક્ષ નીચે જ સુઈ ગયા.

(પોતાને પ્રાપ્ત થયેલા થોડા અન્નથી આટિકીની ભૂખની પીડા હરાણી નહોતી. તે ધારત તો અડદ ખાઈ શકતી હતી, પરંતુ તેમ ન કરતા પતિદેવને સવારે જમવા જોશે એમ ધારી તે રાખી દીધા.)

બીજા દિવસે સવારે નિત્યકર્મ કરીને ઉષસ્તિએ પોતાની પત્નીને કહ્યું, 'કંઈક ખાવાનું મળી જાય તો તે ખાઈને થોડું ધન પ્રાપ્ત કરી લાવું. કારણકે અહિ નજીકમાં જ રાજા યજ્ઞ કરી રહ્યો છે. તે મારી ઋત્વિક્ તરીકે વરણી કરી લેશે.'

પતિની વાત સાંભળી આટિકીએ કાલના અડદ આપ્યા અને કહ્યું, 'પતિદેવ ! કાલના રાખી મૂકેલા થોડા અડદ પડ્યા છે, તે ખાઈને આપ યજ્ઞમાં સીધાવો.' ભૂખથી પીડાતા ઉષસ્તિ અડદ ખાઈને નગર તરફ ચાલવા લાગ્યા.

ઉષસ્તિ રાજા દ્વારા થતા યજ્ઞમાં આવ્યા. યજ્ઞમાં જઈ બ્રાહ્મણો પાસે બેસી યજ્ઞની વિધિને જોઈ રહ્યા.

પોતાના પિતા પાસેથી શીખેલી યજ્ઞની વિધિઓ કરતા આ વિધિઓ તદ્દન જુદી જ હતી. બ્રાહ્મણો પણ મંત્રો તથા વિધિઓના મર્મને ન જાણતા હોય એવું લાગ્યું. જો આમ જ વિધિવિધાનોના મર્મને જાણ્યા વગર જ યજ્ઞ પૂર્ણ

થશે તો રાજાને એ યજ્ઞનું ફળ નહીં મળે તથા બ્રાહ્મણોને પણ પાપ લાગશે, એમ જાણી ઉષસ્તિએ બ્રાહ્મણોને તેઓની ભૂલોને સમજાવતા કહ્યું, 'હે બ્રાહ્મણો ! તમે જે દેવતાની સ્તુતિ કરી રહ્યા છો તેને જાણો છો ? એ દેવતાને જાણ્યા વગર જ આપ સ્તુતિ કરશો, યજ્ઞમાં હોમ કરશો તો આપનું મસ્તક ધડથી અલગ થઈ જશે.'

ઉષસ્તિના વચનો સાંભળી બધા ઋત્વિજો પોતપોતાના કાર્યો છોડીને બેસી ગયાં.

ઋત્વિજોએ યજ્ઞકાર્ય અધવચ્ચે જ છોડી દીધું તે જોઈને રાજાએ ઉષસ્તિને પૂછ્યું, 'ભગવન્ ! તમે કોણ છો ?'

ઉષસ્તિએ કહ્યું, 'રાજન્ ! હું ચક્રઋષિનો પુત્ર ઉષસ્તિ છું.'

રાજાએ કહ્યું, 'તો આપ જ ઉષસ્તિ છો ! મેં તમારાં ખૂબ જ ગુણગાન સાંભળ્યા છે. મેં આ યજ્ઞકાર્યમાં ઋત્વિજ તરીકે આપની નિયુક્તિ કરવા આપને ખૂબ જ શોધ્યા, પણ તમે ન મળવાથી મારે બીજા ઋત્વિજોની વરણી કરવી પડી. મારા ભાગ્ય કે આપ આજે સામે ચાલીને અહીં પધાર્યા. હવે ઋત્વિજનું કાર્ય આપ જ કરો.'

ઉષસ્તિએ કહ્યું, 'હું યજ્ઞકાર્ય અવશ્ય સંભાળીશ, પરંતુ મારી એક શરત છે.'

રાજેએ કહ્યું, 'તમે જે કહો તે કરવા તૈયાર છું, બસ આપ કેવળ આજ્ઞા કરો.'

ઉષસ્તિએ કહ્યું, 'રાજન્ ! આ ઋત્વિજોને હટાવશો નહીં, મારી દેખરેખ પ્રમાણે આ બધા પોતપોતાનું કાર્ય કરશે. યજ્ઞની પૂર્ણાહુતિ સમયે જેટલી દક્ષિણા આ ઋત્વિજોને આપવામાં આવે તેટલી જ મને દેવામાં આવે. હું ન તો વધુ દક્ષિણા માગું છું કે ન તો આ લોકોથી વધુ દક્ષિણા લઈને એમને અપમાનીત કરવા માગું છું.'

રાજાએ ઉષસ્તિની વાતને માન્ય રાખી એટલે યજ્ઞની વિધિ આગળ ચાલી.

બધા જ ઋત્વિજો ઉષસ્તિ પાસે જઈને યજ્ઞના અધિષ્ઠાતા દેવ પરબ્રહ્મના સ્વરુપને જાણી યજ્ઞકાર્યમાં લાગી ગયા અને વિધિ પૂર્વક યજ્ઞ સમ્પન્ન થયો. (છાન્દોગ્યોપનિષદ ખંડ ૧, અધ્યાય ૧૦-૧૧) ◎

# સર્વોત્તમ ધન

બૃહદારણ્યક ઉપનિષદ સૌથી મોટું ઉપનિષદ છે. આ ઉપનિષદમાં અનેક મૂલ્યવાન અને મહત્ત્વના રહસ્યો છૂપાયેલાં છે.

આ ઉપનિષદમાં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય અને તેમના પત્ની મૈત્રેયી વચ્ચે થયેલો એવો જ એક સુંદર અધ્યાત્મસંવાદ અત્રે પ્રસ્તુત છે.

મહર્ષિ યાજ્ઞવલ્ક્યને બે પત્નીઓ હતી. એકનું નામ મૈત્રેયી અને બીજીનું નામ કાત્યાયની.

એક દિવસ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સન્યાસ લેવાના વિચાર સાથે મહર્ષિ યાજ્ઞવલ્ક્યએ બન્ને પત્નીઓને પાસે બોલાવીને કહ્યું, 'હું હવે ગૃહસ્થાશ્રમ છોડીને વાનપ્રસ્થાશ્રમમાં જવા ઈચ્છુ છું. કારણ કે હવે મારી ઉંમર વાનપ્રસ્થ સ્વીકારવાની થઈ ગઈ છે. માટે મારી પાસે જે કંઈ સંપત્તિ છે તેના બે ભાગ કરી તમને વહેંચણી કરી દઉં.

પોતાના પતિની વાત સાંભળીને મૈત્રેયી બોલી, 'હે સ્વામી ! ધન-ધાન્યથી ભરેલી આ સંપૂર્ણ ધરતીની હું સ્વામિની બનું, તો શું હું અમરપદ પામી શકીશ ?'

મહર્ષિ યાજ્ઞવલ્ક્યએ કહ્યું, 'ના મૈત્રેયી ! તેવું તો ન થાય. ધનસંપત્તિથી સંપન્ન મનુષ્યોની જેવી જિંદગી હોય તેવી થાય, પણ ધન પ્રાપ્ત કરીને અમૃતતત્ત્વની આશા ન રાખી શકાય.'

મૈત્રેયી બોલી, 'येनाहं नामृता स्यां किमहं तेम कुर्यां ।' 'હે ભગવન્ ! જે ધન-સંપત્તી મેળવી હું અમૃતતત્ત્વ મેળવી ન શકું, તેને પ્રાપ્ત કરીને હું શું કરીશ ? જો આપ અમૃતત્ત્વ પ્રાપ્ત કરવાનો ઉપાય જાણતા હો તો તે મને બતાવવા કૃપા કરો.'

મૈત્રેયીની વાત સાંભળીને યાજ્ઞવલ્ક્ય અત્યન્ત હર્ષ પામ્યા અને કહ્યું, 'હે મૈત્રેયી ! તને ધન્ય છે. તે ભૌતિક સંપત્તિને સ્થાને અધ્યાત્મતત્ત્વને પસંદ કર્યું તેથી મારા અંતરમાં અત્યંત હર્ષ થાય છે. તું મારી વ્હાલી તો હતી જ

પરંતુ હવે વધારે વ્હાલી બની છો. આવ ! અહીં બેસ ! હવે હું તને એ અધ્યાત્મતત્ત્વને સમજાવું.' આમ કહી યાજ્ઞવલ્ક્ય પોતાની પ્રિય પત્નીને ઉપદેશ પ્રદાન કરવા લાગ્યા.

'હે પ્રિય મૈત્રેયી ! ખરેખર પતિની આકાંક્ષાપૂર્તિ માટે પતિ પ્રિય હોતો નથી, પરંતુ પોતાની કામનાથી પતિ પ્રિય હોય છે. એજ રીતે પત્નીના પ્રયોજન માટે નહી પરંતુ પોતાના પ્રયોજન માટે પતિને પત્ની પ્રિય હોય છે. તેવીજ રીતે દિકરા, ધન, પશુ, દેવતા, વેદ વગેરે પોતાને લીધે જ પ્રિય લાગે છે.'

'એટલા માટે હે મૈત્રેયી ! 'आत्मा वा अरे दृष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो ।' આત્મા (આ પ્રકરણમાં આત્મા શબ્દથી પરમાત્માનો ઉલ્લેખ કરેલ છે) જ દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય, નિદિધ્યાસ તથા ધ્યાન કરવા યોગ્ય છે. આત્માના દર્શન, શ્રવણ, મનન અને જ્ઞાનથી બધું જ જ્ઞાન થઈ જાય છે.'

'એ મહાન આત્મતત્ત્વમાંથી જ સર્વ ચરા-ચર જગત, વેદો, પુરાણો, ઈતિહાસો, લોક-પરલોક બધું જ આ આત્મામાંથી પ્રગટ થયું છે. 'सर्वाणि निःश्वसितानि' બધું જ તેના શ્વાસરૂપ છે.'

'જેમ મીઠાંના ગાંગડાનો દરેક ભાગ ખારો જ હોય, તેમ આત્મા જ્ઞાનમય છે. એ જ્ઞાનસ્વરુપ આત્માને - પરમાત્માને જાણવા કોણ સમર્થ છે ? કોઈ જ નહીં, માટે તેને 'નેતિ નેતિ' કહીને વર્ણવ્યો છે.'

'આત્મા તથા પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત થઈ ગયા બાદ કેવો શોક, કેવો મોહ, કેવું મૃત્યુ, કારણ કે સર્વત્ર પરમાત્મા જ દેખાતા હોય !'

'માટે એ પરમતત્ત્વને ન મેળવીને શું પ્રાપ્ત કર્યું ? અને તેને જાણીને શું બાકી રહ્યું ? કશું જ નહીં.'

આવો ઉપદેશ આપીને મહર્ષિ યાજ્ઞવલ્ક્ય સન્યાસ ગ્રહણ કરી વનમાં ગયા.

મહર્ષિનો ઉપદેશ સાંભળી મૈત્રેયીએ પણ પરમ પરમાત્માને પ્રાપ્ત કરવા સર્વ તૃષ્ણાઓનો ત્યાગ કરી કલ્યાણને માર્ગે પ્રસ્થાન કર્યું.

( વિશ્વમાં આજે સ્ત્રી-પુરુષ, પતિ-પત્નીના સંબંધો ઉપર જોખમ તોળાઈ રહ્યું છે. શંકા, વહેમ, અવિશ્વાસ, બેવફાઈ જેવા દુર્ગુણોનો લીધે આ સંબંધો ઉપર લટકતી તલવાર જેવી સ્થિતિ સર્જાણી છે, ત્યારે મહર્ષિ યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી જેવા દંપત્તિઓ પ્રેરણારુપ સાબિત થાય તેમ છે.

સાંસારિક જીવનમાં પતિ-પત્નીનો સંબંધ કેવળ લૌકીક નથી, સાથે રહીને પરલોકનું કાર્ય પણ કરવાનું છે. પતિ-પત્નીએ કેવળ અર્થ અને કામને સિદ્ધ નથી કરવાના, પરંતુ ધર્મમાં રહીને અર્થ અને કામ મેળવવાના છે અને સાથે સાથે મોક્ષના માર્ગે પણ આગળ વધવાનું છે.) ◎

# સત્યનિષ્ઠ સત્યકામ

છાન્દોગ્યોપનિષદના ચતુર્થ અધ્યાયમાં એક સુંદર કથા છે.

એક સદાચારીણી બ્રાહ્મણી હતી, તેનું નામ જાબાલા હતું. જાબાલાને એક સત્યકામ નામનો પુત્ર હતો. જાબાલા પોતાના પુત્રનું લાલન-પોષણ ખૂબ જ ખંતથી કરતી અને સુસંસ્કારોનું સિંચન કરતી.

સત્યકામની જ્યારે વિદ્યાભ્યાસ કરવાની યોગ્ય ઉંમર થઈ ત્યારે તેમણે માતાને કહ્યું, 'મા ! હું ગુરુકુલમાં નિવાસ કરી વિદ્યાભ્યાસ કરવા ઈચ્છુ છું. હું ગુરુજી પાસે જઈશ ત્યારે મને નામ, ગોત્ર વગેરે પૂછશે, તેથી તું મને કહે કે મારા ગોત્રનું નામ શું છે ?'

પુત્રનો પ્રશ્ન સાંભળી જાબાલા ઉંડી ઉતરી ગઈ. પ્રશ્નનો ઉત્તર પોતા પાસે જ નહોતો તેથી મનમાં ગડમથલ થવા લાગી. ખોટો ઉત્તર આપી શકે તેમ નહોતી, કારણ કે તેમ કરતા તેને પોતાનું હૃદય ના પાડતું હતું.

જે માએ અત્યાર સુધી પોતાના પુત્રને સત્યના પાઠો ભણાવ્યા હોય તે મા પુત્ર આગળ ખોટું કઈ રીતે બોલી શકે!

અને ગોત્ર નહીં બતાવવામાં પણ એક વિઘ્ન હતું કે ગોત્રના નામ વગર ગુરુ મારા પુત્રને નહીં સ્વીકારે તો?

આવી ઘણી ગડમથલ વચ્ચે જાબાલાએ ઉત્તર આપતા કહ્યું, 'પુત્ર ! મને તારા પિતા પાસેથી ગોત્ર પુછવાનો સમય જ નથી મળ્યો. કારણ કે એ દિવસોમાં હું અતિથિઓની સેવામાં જ વ્યસ્ત રહેતી હતી, માટે આચાર્ય જ્યારે તને ગોત્રનું નામ પૂછે ત્યારે તું એમ કહેજે કે હું જાબાલાનો પુત્ર 'સત્યકામ જાબાલ' છું.'

માતાના આશીર્વાદ તથા આજ્ઞા લઈ સત્યકામ ઉપડ્યો ગુરુની શોધમાં.

ગુરુને શોધતો શોધતો સત્યકામ હારિદ્રુમત ગૌતમ ઋષિના આશ્રમમાં ગયો અને કહ્યું, 'ગુરુદેવ ! હું આપના આશ્રમમાં વિદ્યાભ્યાસ કરવા આવ્યો છું. કૃપા કરી શિષ્ય તરીકે મારો સ્વીકાર કરો.'

ગૌતમઋષિ સત્યકામની નિર્દોષતા જોઇ ખુશ થયા. તેમણે સત્યકામને પૂછ્યું, 'બેટા ! તારું નામ તથા ગોત્ર કહે.'

સત્યકામ કહે, 'ભગવન્ ! મારૂં ગોત્ર કયું છે તે હું નથી જાણતો પણ મારું નામ સત્યકામ જાબાલ છે. અને હા, મારા ગોત્ર વિશે મારી મા પણ નથી જાણતી.'

સત્યકામની સત્ય વાત સાંભળી ગૌતમઋષિ કહે, 'બેટા ! શુદ્ધ બ્રહ્મ તેજને છોડીને બીજો કોઈ પણ આ પ્રકારની સાચી વાત ન કહી શકે. તારી સત્યનિષ્ઠા જ બ્રાહ્મણત્વની નિશાની છે. જા સત્યકામ ! સમીધ લઈ આવ હું તારા ઉપનયન સંસ્કાર કરાવી દઉં.'

ગૌતમઋષિએ સત્યકામના ઉપનયન સંસ્કાર કરી શિષ્ય તરીકે સ્વીકાર કર્યો.

ઉપનયન કર્યા પછી ગૌતમઋષિએ પોતાના આશ્રમમાં રહેલી ગાયોમાંથી ચારસો દુર્બળ ગાયોને જુદી તારવી. એ દુર્બળ ગાયોને બતાવીને ઋષિએ કહ્યું, 'સત્યકામ ! તું આ ગાયોને વનમાં ચરાવવા લઈ જા. જ્યાં સુધી ગાયોની સંખ્યા હજાર ન થઈ જાય ત્યાં સુધી પાછો ન આવતો.'

ગુરુની આજ્ઞા માથે ચડાવતા સત્યકામે કહ્યું, 'જી ગુરુદેવ ! જ્યાં સુધી ગાયોની સંખ્યા એક હજાર ન થાય ત્યાં સુધી આશ્રમમાં પાછો નહી ફરું.'

(સત્યકામ બ્રહ્મજિજ્ઞાસા, બ્રહ્મચર્ય, સત્યનિષ્ઠા, ગુરુઆજ્ઞાનું પાલન, શ્રદ્ધા અને તપ આ છ અંગોયુક્ત સાચો મુમુક્ષુ છે. જે મુમુક્ષુ આ છ અંગોને સિદ્ધ કરે છે તેના હૃદયમાં બ્રહ્મજ્ઞાન આપોઆપ પ્રગટે છે.)

સત્યકામ ગાયોને લઈને વનમાં ચાલવા માંડ્યો. સુયોગ્ય જગ્યાએ કુટીર બનાવીને રહેવા લાગ્યો અને હૃદયથી ગાયોની સરભરા કરવા લાગ્યો. ગાયોની સેવા કરતા કરતા વર્ષો વીતી ગયા. વર્ષો પછી ગાયોની સંખ્યા હજાર થઈ.

એક દિવસ સાક્ષાત વાયુદેવે વૃષભરુપે સત્યકામની પાસે આવીને કહ્યું, 'વત્સ, અમારી સંખ્યા એક હજાર થઈ ગઈ છે, હવે અમને ગુરુકુલમાં પાછો લઈ જા. સાથો સાથ તે કરેલી અમારી સેવાથી હું ખૂબ પ્રસન્ન થયો છું, માટે હું તને ચતુષ્પાદ બ્રહ્મની સોળ કળા છે તેમાંથી એક ચરણનો ઉપદેશ કરુ છું.'

એમ કહી વાયુદેવે સત્યકામને બ્રહ્મના એક પાદની શિક્ષા આપતા કહ્યું, 'તે બ્રહ્મ પ્રકાશસ્વરૂપ છે. અને તેની ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એમ ચાર કળા છે. અર્થાત્ બ્રહ્મ સર્વ વ્યાપક છે, દેશ-કાળથી અપરિચ્છિન્ન છે. જે આ બ્રહ્મની ઉપાસના કરે છે તે પણ સ્વયં પ્રકાશમાન થાય છે.'

આટલું કહી, 'બ્રહ્મનો બીજો ચરણ તને અગ્નિદેવ બતાવશે.' એમ બોલી વાયુદેવ અદશ્ય થઈ ગયા.

બ્રહ્મના પ્રથમ પાદનું જ્ઞાન પ્રાપ્ત કરી સત્યકામ ગાયોને ગુરુકુલ તરફ હંકારતો આગળ ચાલતો થયો. સંધ્યા સમયે ગાયોને નદી કિનારે પાણી પાઈ રાત્રિ નિવાસ કર્યો. થોડા સૂકા લાકડા લાવી અગ્નિ પ્રગટાવ્યો.

તે અગ્નિમાંથી સાક્ષાત્ અગ્નિદેવ પ્રગટ થયા અને સત્યકામને કહ્યું, 'સત્યકામ ! હું તને બ્રહ્મનું દ્વિતીય પાદ બતાવું છું. તે બ્રહ્મ 'અનન્ત છે' અને પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ અને સમુદ્ર તેની ચાર કળા છે. અર્થાત્ વિશાળ પૃથ્વી, અમાપ અંતરિક્ષ, અલૌકિક સ્વર્ગલોક અને અપાર સમુદ્રમાં બ્રહ્મ સભર ભર્યો છે. તે બ્રહ્મને જે જાણે છે તે પણ અનંત થઈ જાય છે.'

બ્રહ્મનું દ્વિતીય પાદનું જ્ઞાન આપી 'તને બ્રહ્મનું તૃતીય પાદ હંસ બતાવશે' એમ કહી અગ્નિદેવ અદશ્ય થઈ ગયા.

સત્યકામ બીજા દિવસે સંધ્યા સમયે એક સુંદર જળાશયના કિનારે ગાયો સાથે રોકાયો. થોડા સમય પછી એક હંસ(સૂર્ય) ઉડતો ઉડતો સત્યકામ પાસે આવ્યો અને કહ્યું, 'સત્યકામ ! હું તને બ્રહ્મના તૃતીય પાદનો ઉપદેશ કરુ છું. બ્રહ્મ 'જ્યોતિ સ્વરૂપ છે.' અને અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને વિદ્યુત એ એમની ચાર કળા છે. એ બ્રહ્મની જે ઉપાસના કરે છે તે સ્વયં જ્યોતિસ્વરુપ થાય છે. અને હા,

બ્રહ્મના ચતુર્થ પાદનો ઉપદેશ તને મદ્‌ગુ (જળચર પક્ષી) કરશે.'

ત્રીજા દિવસે સત્યકામ એક વડના ઝાડ નીચે ગાયો સાથે રોકાયો. અગ્નિ પ્રગટાવી બેઠો ત્યાં પ્રગટ મદ્‌ગુ તેની પાસે આવ્યો અને કહ્યું, 'સત્યકામ ! હું તને બ્રહ્મના ચતુર્થ પાદનો ઉપદેશ કરુ છું. પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન આ ચાર કળા યુક્ત બ્રહ્મનો આયતનવાન્ નામનો ચતુર્થ પાદ છે.'

આવી રીતે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરીને સત્યકામ એક હજાર ગાયો સાથે આચાર્ય ગૌતમ પાસે આવ્યો.

આચાર્યએ સત્યકામની દિવ્ય મુખાકૃતિ જોઈને કહ્યું, 'બેટા ! તું બ્રહ્મજ્ઞાની જેવો દેખાય છે. તને બ્રહ્મનો ઉપદેશ કોણે આપ્યો ?'

સત્યકામ કહે, 'ગુરુદેવ ! મને દેવતાઓ દ્વારા બ્રહ્મજ્ઞાન થયું છે. પરંતુ મે સાંભળ્યું છે કે આચાર્ય દ્વારા પ્રાપ્ત વિદ્યા જ શ્રેષ્ઠ હોય છે. માટે તમે જ મને બ્રહ્મજ્ઞાન આપો.'

આચાર્ય ગૌતમ સત્યકામની ગુરુનિષ્ઠા જોઈ પ્રસન્ન થયા અને શિષ્ય સત્યકામને સંપૂર્ણ બ્રહ્મતત્ત્વનો ઉપદેશ આપ્યો.

(આમ સત્યકામની યાત્રાનો આરંભ સત્યથી થાય છે અને પરમ સત્ય સુધી પહોંચે છે. સત્યને છોડીને કોઈ પરમસત્યને પામી શકે નહીં. ગુરુઆજ્ઞામાં દૃઢ વિશ્વાસ અને શ્રદ્ધા સત્યકામની યાત્રાનું બળ છે અને સાથે સાથે તપ અને સાધનાએ એમાં સહયોગ આપ્યો છે.)

બ્રહ્મને ચાર પાદ અને સોળ કળા છે. સોળ કળા એટલે પૂર્ણકળા અને ચાર પાદ એટલે સંપૂણતા. એ સંપૂર્ણ પરબ્રહ્મનું જ્ઞાન મેળવી સત્યકામ ધન્ય થઈ ગયો. (છાન્દોગ્ય ઉપનિષદ, અધ્યાય ૪, ખંડ ૪-૯) ◎

# ગાડાવાળાનું જ્ઞાન

જાનશ્રુતિ નામનો એક મોટો દાની રાજા હતો.

મારા રાજ્યમાં બધા મારું જ અન્ન જમે તેવા હેતુથી તેમણે ઠેર-ઠેર ધર્મશાળાઓ અને સદાવ્રતો બંધાવ્યા હતા. આવી ઉદાર પ્રકૃતિને કારણે તેની કીર્તિ સર્વત્ર પ્રસરી હતી. પરંતુ એક દિવસની અદ્‌ભુત ઘટનાએ તેમના મનને આંચકો આપ્યો.

એક દિવસ રાજા જાનશ્રુતિ અગાસી ઉપર પોઢ્યો હતો. ઉનાળાનો સમય હતો, આકાશમાં ચંદ્ર સોળે કળાએ ખીલ્યો હતો. તેનો આછો આછો પ્રકાશ પૃથ્વી ઉપર ફેલાયેલો હતો.

એવામાં થોડા હંસો ઉડતા ઉડતા આવ્યા અને રાજાના મહેલની અગાસી ઉપર બેઠા.

(જે વ્યક્તિ નિઃસ્વાર્થ ભાવે દીન-દુઃખીયાઓની સેવા કરતો હોય, તેમની જરુરીયાતોને પૂરી કરવામાં આવતી હોય તેમના ઉપર ભગવાનની પ્રસન્નતા થાય જ. હકીકતમાં અહીં ઋષિઓ જ રાજાની ઉદાર મતિથી પ્રસન્ન થઈ તેને બ્રહ્મજ્ઞાનની જિજ્ઞાસા ઉદ્‌ભવે એવા હેતુથી હંસોનું રૂપ લઈને આવ્યા હતા.)

તે હંસો એકબીજા સાથે વાતો કરી રહ્યાં હતા. એક હંસે બીજા હંસને કહ્યું, 'અરે ઓ ભલ્લાક્ષ ! જોતો ખરા, આ જાનશ્રુતિનું તેજ આકાશને આંબી રહ્યું છે. તેનો સ્પર્શ ન કરતો, નહિતર ભસ્મ થઈ જઈશ.'

ત્યાં ત્રીજા હંસે પોતાની વાત કરતા કહ્યું, 'અરે ઓ ! તને આ જાનશ્રુતિમાં એવા તે શું ગુણો દેખાયા કે તું એના આવા વખાણ કરે છે ? બીચારો આ રાજા તો અત્યન્ત તુચ્છ છે. તારી વાત ઉપરથી એમ ખબર પડે છે કે તું ગાડાંવાળા રૈક્વને નથી જાણતો. માટે તું આના અત્યન્ત અલ્પ તેજને જોઈ મોટી પ્રશંસા કરી રહ્યો છે.'

ત્યારે બીજા એક હંસે કહ્યું, 'ભાઈ ! રૈક્વની તો વાત જ ન થાય ! જેમ જુગારીને બાજી લાગે ત્યારે તે બધુ જ જીતી લે છે, તેમ પ્રજા જે પણ શુભ કાર્ય કરે છે તે બધુ રૈક્વને ઘરબેઠા પ્રાપ્ત થઈ જાય છે. એટલે કે લોકો પોતાના સદાચરણ દ્વારા જે જે પુણ્ય કમાય છે તે પુન્ય તેના જ્ઞાન આગળ કંઈ નથી.'

'વળી 'यः तत् वेद यत् सः वेद सः एतन् प्राप्नोति' આ જગતમાં તેનાથી અજાણ્યું કાંઈ નથી, તેઓ જે જાણે છે

તે જ ખરું જ્ઞાન છે. ખરેખર તો રૈકવ જે તત્ત્વને જાણે છે તે જો બીજો કોઈ જાણે તો તેનો તો બેડો પાર થઈ જાય.'

રાજા જાનશ્રુતિ હંસોની આ તમામ વાતો સાંભળતો હતો. આટલી વાર્તા કરી હંસો તો ઊડી ગયા પરંતુ રાજાની નિંદર પણ સાથે લેતા ગયા. 'એવો જબરો કોણ આ રૈક્વ છે, જેનું જ્ઞાન મારા અવિરત દાન પ્રવાહ કરતા પણ શ્રેષ્ઠ છે?' આવા વિચારોમાં જ એમની આખી રાત્રી પસાર થઇ ગઇ.

સવારે પોતાના સેવકોને આજ્ઞા આપી કે, 'જાઓ ગાડાંવાળા રૈકવને શોધીને કહો કે રાજા જાનશ્રુતિ તમને મળવા માંગે છે.'

રાજાની આજ્ઞાથી સેવકોએ ચારે દિશાઓમાં શોધ કરી પણ રૈકવનો પત્તો ન લાગ્યો. રાજાએ ફરીથી પોતાના સેવકોને જ્યાં બ્રહ્મવેત્તાઓ રહેતા હોય તેવા જંગલો, નદીના તટો વગેરે એકાન્ત જગ્યાઓએ શોધવા મોકલ્યા પરંતુ ગાડાંવાળા રૈકવનો કોઇ પત્તો લાગ્યો નહી.

અંતે જ્યારે શોધ કરતા કરતા સૈનિકો થાક્યા ત્યારે એક જગ્યાએ નિર્જન પ્રદેશમાં એક પુરુષને જોયો.

તે પુરુષ કેવો હતો ? તો ભાંગ્યા-તૂટ્યા ગાડાંની નીચે ચીંથરેહાલ બેઠો હતો, પુરા શરીરે ખૂજલી થઇ હતી અને ખૂજલીને ખંજવાળતો હતો.

રાજાના સેવકોએ તેમની પાસે જઈ પુછ્યું, 'શું આપ જ ગાડાંવાળા રૈકવ છો?'

ત્યારે તેણે કહ્યું, 'હા! હું જ ગાડાંવાળો રૈકવ છું.'

(બ્રહ્મજ્ઞાનનું કોઈ ચોક્કસ સ્થાન નથી હોતું. બ્રહ્મજ્ઞાન મહેલોમાં, મોટા મોટા આશ્રમોમાં, મઠોમાં જ પ્રાપ્ત થાય એવું નથી હોતું, ખૂણામાં પડી રહેલા અને ચીંથરેહાલ મનુષ્યને પણ બ્રહ્મજ્ઞાન મળી જાય છે. અને મોટા મોટા સિંહાસનો ઉપર વિરાજમાન, મોટા મોટા આશ્રમો ચલાવનાર, હજારો લોકોને ઉપદેશ કરનાર, લાખો લોકો જેમના ચરણોમાં આળોટતા હોય તે રહી જાય છે. માટે જ્યાં બ્રહ્મ અભરે ભર્યો હોય તેવા મહાપુરુષને ખોળીએ ત્યારે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી હોય છે. અથવા એવા મહાપુરુષોની કૃપાદ્રષ્ટિ આપણા ઉપર પડી જાય તો કામ થઈ જતું હોય છે.)

રૈકવની શોધના ખબર મળતા રાજા છસો ગાયો, રથ, હાર વગેરે લઈને રૈકવ પાસે આવ્યો અને કહ્યું, 'ભગવન્! હું આ બધું તમારા માટે લાવ્યો છું. કૃપા કરીને આપ આનો સ્વીકાર કરો, અને તમે જે દેવતાની ઉપાસના કરો છો એ ઉપાસનાનો મને ઉપદેશ કરો.'

રાજાની વાત સાંભળીને રૈકવએ કહ્યું, 'शूद्र ! गोभिः सह हारेत्वा तव एव अस्तु !' 'અરે શૂદ્ર ! આ ગાયો, રથ, હાર વગેરે તું જે લાવ્યો છે તે બધું તારી પાસે જ રાખ, મારે કશું નથી જોઈતું.'

રૈકવએ અસ્વીકાર કરતા તમામ સામગ્રી સાથે રાજા મહેલમાં પાછો આવ્યો.

બીજા દિવસે પાછો રાજા એક હજાર ગાયો, રથો તથા પોતાની પુત્રીને લઈને રૈકવ પાસે આવ્યો અને હાથ જોડીને કહેવા લાગ્યો, 'હે ભગવન્ ! આપ આ બધું સ્વીકાર કરો અને મને આપના ઉપાસ્ય દેવતાનો ઉપદેશ કરો.'

(આ વિવેક તો ભગવાન શ્રી સ્વામિનારાયણે પણ પોતાના આશ્રિતોને શીખવ્યો છે. પોતે શિક્ષાપત્રીમાં લખે છે, 'રાજા, ગુરુ અને પોતાના ઈષ્ટદેવ તેમના દર્શને જવું ત્યારે ખાલી હાથે ન જવું.')

રૈક્વએ ફરીથી રાજાનું અપમાન કરતા કહ્યું, 'હે શૂદ્ર! તું પાછો આ બધું લઈને મારી પાસે આવ્યો ? શું આ બધી વસ્તુઓથી બ્રહ્મજ્ઞાન ખરીદી શકાય છે ? જા ચાલ્યો જા અહીંથી.'

( શું રૈક્વ નહીં જાણતા હોય કે, બ્રહ્મવિદ્યા જાણવા આવેલો જાનશ્રુતિ આ દેશનો રાજા છે ? આવી રીતે રાજાનું અપમાન કરાય ? શું એટલો પણ એનામાં વિવેક નહીં હોય ? વગેરે પ્રશ્નો ઉદ્ભવે.

પરંતુ રૈક્વ કોઈ સાધારણ પુરુષ નથી, મહાજ્ઞાની સંત પુરુષ છે. તે બધું જ જાણતા હતા, પરંતુ જાનશ્રુતિને ઉદ્ભવેલી બ્રહ્મજિજ્ઞાસા શું કેવળ હંસોની વાત સાંભળી મનને લાગેલી ચોટને પુરવા પુરતી જ છે કે ખરેખર તે પરમતત્ત્વને જાણવા ઇચ્છે છે ? એ જાણવું અતિ આવશ્યક હતું. જો તે સાચો મુમુક્ષુ હશે, તેમની જિજ્ઞાસા સાચી હશે તો ગમે તેટલું અપમાન થશે, છતાં તે પોતાને ઉદ્ભવેલી બ્રહ્મજિજ્ઞાસાને મરવા નહીં દે. માટે જ અહીં રૈક્વ જાનશ્રુતિને અપમાનિત કરે છે. )

આમ અપમાનીત કરવા છતાં રાજા જાનશ્રુતિ નિર્માની થઈને બે હાથ જોડીને બેસી રહ્યો. વારંવાર રૈક્વ પાસે અતિ દીન થઈને એ પરમતત્ત્વને જાણવાની માગણી કરતો રહ્યો.

પોતે રાજા હોવા છતાં મારા જેવા ભિક્ષુકનું અપમાન સહનાર જાનશ્રુતિ ખરેખર સાચો મુમુક્ષુ છે એમ જાણી રૈકવએ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો.

(છાન્દોગ્ય ઉપનિષદ, અધ્યાય ૪, ખંડ ૧-૩) ◎

# એકાક્ષરી ઉપદેશ

**પ્ર**જાપતિ બ્રહ્માએ ચૌદ લોકની સૃષ્ટિનું સર્જન કર્યું. એ સર્જનમાં દેવો, માનવો અને દાનવો મુખ્ય રહ્યા.

સર્વે દેવો, મનુષ્યો તથા અસુરો મોટા થયા એટલે એક સાથે વિદ્યાભ્યાસ કરવા બ્રહ્માજી પાસે આવ્યા અને બ્રહ્મચર્યપૂર્વક ઘણા વર્ષો સુધી બ્રહ્માજી પાસે વિદ્યાભ્યાસ કર્યો.

જ્યારે સમાવર્તન સંસ્કાર (વિદ્યાર્થી વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી, ગુરુ પાસેથી અંતિમ ઉપદેશ અને આજ્ઞા ગ્રહણ કરીને સ્વગૃહે પ્રયાણ કરે તે વિધિ-સંસ્કાર) ગ્રહણ કરવાનો સમય થયો ત્યારે દેવોએ કહ્યું, 'હે પ્રભો ! અમને કઈક ઉપદેશ આપો.'

'तेभ्यो ह एतद् अक्षरम् उवाच 'द' इति ।' પ્રજાપિતા બ્રહ્મા એક જ અક્ષરનો ઉપદેશ આપતા 'દ' એમ બોલ્યા.

દેવતોઓ આ એકાક્ષરી ઉપદેશને સાંભળી ચાલવા લાગ્યા. દેવોએ 'દ' એટલે શું ? એવું પૂછ્યું નહિ એટલે બ્રહ્માજીએ તેઓને પાછા બોલાવી કહ્યું, 'તમે કાંઈ સમજ્યા કે નહીં ?'

ત્યારે દેવોએ કહ્યું, 'હા બ્રહ્મન્ ! અમે સમજી ગયા. અમારા સ્વર્ગ લોકમાં ભોગોની જ ભરમાર છે. તે ભોગોને ભોગવી જ્યારે કર્મ ફળનો નાશ થશે ત્યારે અમે સ્વર્ગમાંથી પડી જશું. એટલે જ આપે અમને 'દ' થી 'દમન' અર્થાત્ ઈન્દ્રિયોનો સંયમ કરવાનો ઉપદેશ આપ્યો.'

ત્યારે બ્રહ્માએ કહ્યું, 'ઠીક, હવે તમે જઈ શકો છો.'

દેવતાઓના ગયા પછી મનુષ્યો બ્રહ્માજી પાસે ગયા અને કહ્યું, 'પ્રભો ! આપ અમને ઉપદેશ આપો.' બ્રહ્માજીએ મનુષ્યોને પણ 'દ' એમ એક જ અક્ષરનો ઉપદેશ આપ્યો અને કહ્યું, 'શું તમે સમજી ગયા ?'

મનુષ્યોએ કહ્યું, 'હા, સમજી ગયા. આપે અમને દાન કરવાનો ઉપદેશ આપ્યો. કારણ કે અમે જન્મભર સંગ્રહ કરવાની કુટેવથી ટેવાયેલા છીએ. એટલે અમારુ દાનમાં જ કલ્યાણ છે.'

ત્યારે બ્રહ્માજીએ કહ્યું, 'ઠીક છે, હવે તમે જઈ શકો છો.'

ત્યારપછી અસુરોએ બ્રહ્માજી પાસે જઈને ઉપદેશ આપવાની પ્રાર્થના કરી. બ્રહ્માજીએ તેઓને પણ 'દ' અક્ષર ઉપદેશ રૂપે કહ્યો.

અસુરોએ વિચાર કર્યો, 'આપણે સ્વભાવથી જ હિંસક છીએ, ક્રોધ અને હિંસાનો આપણે નિત્ય વ્યવહાર છે. એટલે જ આપણા કલ્યાણનો માર્ગ એકમાત્ર 'દયા' જ છે. બ્રહ્માજીએ આપણને 'દયા'નો ઉપદેશ આપ્યો કારણ કે, દયાથી જ આપણે દુષ્કર્મોને છોડી પાપ-તાપથી મુક્ત થઈ શકીશું.'

અસુરોએ કહ્યું, 'પ્રજાપિતા ! આપે અમને પ્રાણીમાત્ર ઉપર દયા કરવાનો ઉપદેશ આપ્યો.'

પ્રજાપિતાએ કહ્યું, 'ઠીક છે, તમને સમજાય ગયું. હવે તમે જઈ શકો છો.'

પ્રજાપિતાના ઉપદેશની પ્રતિધ્વની આજે પણ મેઘગર્જનામાં 'દ','દ','દ'ના રૂપમાં સાંભળવા મળે છે. આનો અર્થ એ થાય કે ભોગ પ્રધાન દેવતાઓ ! ઈન્દ્રિયોનું દમન કરો, સંગ્રહપ્રધાન મનુષ્યો ! ભોગ સામગ્રીનું દાન કરો અને ક્રોધપ્રધાન અસુરો ! જીવપ્રાણીમાત્ર ઉપર દયા કરો.

(આ કથામાં પાત્રો તો દેવો, મનુષ્યો અને દાનવો છે, પણ કથા મનુષ્યો માટે કહેવાઈ છે. આજના અતિ ભોગપ્રધાન જગતમાં ઈન્દ્રિયોનું દમન અતિ આવશ્યક થઈ પડ્યું છે. જેટલા ભોગો વધ્યા છે એટલા જ સામે રોગો પણ વધ્યા છે. જો મનુષ્ય આમને આમ આંખો બંધ કરીને ભોગો ભોગવતો રહેશે તો એક દિવસ મનુષ્યનું અસ્તિત્વ જોખમમાં મૂકાઈ જશે.

જેની પાસે વધારે પદાર્થો એ વધારે મોટો, આ દુનિયામાં એ વધારે સમૃદ્ધ કહેવાય છે. અને માણસ પણ એ સમૃદ્ધિને ભેગી કરવા પોતાના આત્માના સાચા સ્વરુપને ભૂલી ગયો છે. જે વસ્તુ સાથે નથી આવવાની તે ભેગી કરવામાં જ જિંદગી વીતી જાય છે. માટે જ અહીં સંપત્તિ મેળવવાની સાથે સાથે દાન કરવાની, છોડવાની વાત કરી છે. અને એ દાન પણ નિઃસ્વાર્થ. દાન કર્યા પછી પોતાના આત્માને સંતોષ થાય એજ ખરું દાન.

આજે વિશ્વ મોતના મુખ ઉપર બેઠું છે, ક્યારે કઈ બાજુ વિનાશ થાય તે કહી શકાય તેમ નથી. આખી પૃથ્વીનો

એક પળમાત્રમાં વિનાશ થઇ શકે એટલા અને એવા અસ્ત્રો-શસ્ત્રોના થરો ખડકાઇ ગયા છે. એવા સમયે દયાની ખૂબ મોટી આવશ્યક્તા છે. પોતાના તુચ્છ સ્વાર્થ માટે અનેક જીવોને મોતના મુખમાં ધકેલી દેતા મનુષ્યોનું મન અચકાતું નથી ત્યારે બ્રહ્માજીનો આ દયાનો મંત્ર ખૂબ ઉપયોગી છે.

(બૃહદારણ્યક ઉપનિષદ, ૫/૨/૧-૩) ◎

# શ્વેતકેતુનું અભિમાન

ભારતીય સંસ્કૃતિમાં ચાર આશ્રમ વ્યવસ્થા કરવામાં આવી છે. મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું માનવામાં આવે છે. તેના પચ્ચીસ પચ્ચીસ વર્ષના ચાર ભાગ કરવામાં આવ્યા, જેમાં બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ. આ ચાર આશ્રમ પ્રમાણે ઋષિઓ જીવન જીવતા અને પરમ રહસ્યોને મેળવતા.

બાળક સમજણું થાય એટલે ઉપનયન(જનોઇ) સંસ્કાર કરી તેમને ગુરુકુલમાં વિદ્યાભ્યાસ કરવા મોકલાતો. જગતના બાહ્ય પ્રવાહોમાં બાળકના પગ પલળે એ પહેલા જ એમની અંતરયાત્રા શરું થઇ જતી. ગુરુના આશ્રમનું વાતાવરણ ભૌતિક જગતથી દૂર હતું. ત્યાં સાંસારિક વિણાના સુરોનો નાદ નહોતો, ત્યાં કેવળ અંતરયાત્રાનું સંગીત સંભળાતું.

પચ્ચીસ વર્ષ સુધી આ બ્રહ્મચર્યાશ્રમની યાત્રા પૂર્ણ કરી જ્યારે યુવાન ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતો ત્યારે તે ગૃહસ્થ તો થતો પણ ગૃહ તેને સ્પર્શી શક્તું નહી. સંસારરુપી નદીના પ્રવાહમાં ચાલતો ખરો પણ તેમના પગ પલળતા નહીં, ગૃહસ્થને શોભે એવી બધી જ ક્રીયાઓ થતી, છતાં તાન અંતરયાત્રાનું રહેતું.

પચાસ વર્ષની ઉંમર થાય એટલે વાનપ્રસ્થની તૈયારીઓ થતી. ગૃહ-સંસાર સંકેલાવા લાગતો. ઘરનો વ્યવહાર ગુરુકુલમાંથી પરત ફરેલ પુત્રને સોંપી દેવાતો, વ્યવહારમાં કોઇ પણ પ્રકારની ખટપટ વગર જરુરી માર્ગદર્શન અપાતું.

અને પંચોતેર વર્ષની ઉંમર થાય એટલે સર્વનો ત્યાગ કરી, સન્યાસ ગ્રહણ કરી, જંગલમાં પર્ણકુટીરો બનાવી ગુરુકુલનું નિર્માણ થતું અને ભણવા આવતા નાના નાના શિષ્યોને અંતરયાત્રાના પંથનું જ્ઞાન અપાતું.

એવા જ એક ગુરુકુલમાં ભણેલ શ્વેતકેતુની અદ્‌ભુત કથા અહીં આપેલી છે.

ઉદ્દાલકઋષિને શ્વેતકેતુ નામે એક પુત્ર હતો. એકનો એક પુત્ર હોવાથી થોડો લાડકોડથી ઉછરેલો. વિદ્યાભ્યાસ કરવાની ઉંમર થઇ છતાં તે ગુરુકુલમાં જઇ વિદ્યા ભણવાનું નામ નહોતો લેતો.

પિતાને એમ કે વિદ્યાભ્યાસ કરવાની હોંશ જો અંદરથી જ જાગે તો પછી એમને કોઇ ન પૂગે. એવા આશય સાથે તે કંઇ બોલતા નહોતા. પરંતુ શ્વેતકેતુની ઉંમર હવે તો મોટી થઇ ગઇ હતી, છતાં વિદ્યાભ્યાસનું નામ નથી લેતો એટલે ઉદ્દાલકઋષિને ચિંતા થઇ. આપણા કુળમાં અત્યાર સુધી કોઇ વિદ્યાભ્યાસ કર્યા વગર નથી રહ્યા તો આ મારા પુત્રનું શું થશે ?

આવા વિચાર સાથે એક દિવસ પિતાએ શ્વેતકેતુને પાસે બોલાવી સમજાવતા કહ્યું, 'બેટા ! તું ગુરુકુલમાં જઇને વિદ્યાભ્યાસમાં પારંગત થા, કારણ કે આપણા કુળમાં આજ પર્યંત કોઇ બ્રહ્મજ્ઞાન વિના રહ્યું નથી.'

(એક સુંદર કહેવત છે, 'પારકી મા કાન વીંધે.' અહીં ઋષિ ઉદ્દાલક શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની છે, પોતે પણ પુત્રને વિદ્યાભ્યાસ કરાવી શકતા હતા. પરંતુ તે જાણતા હતા કે લાડકોડથી ઉછરેલો બાળક ઘરે રહીને ક્યારેય સારી રીતે વિદ્યાભ્યાસ ન કરી શકે. એતો ઘર છોડીને દૂર કોઇ શ્રેષ્ઠ ગુરુની પાસે જઇ વિદ્યા મેળવે તો જ ખરો જ્ઞાની બને.)

પિતાની વાત સાંભળી શ્વેતકેતુને લાગી આવ્યું, તેથી પિતાની આજ્ઞા લઇને વિદ્યાભ્યાસ માટે તે ગુરુકુલમાં ગયો અને ઉપનયન સંસ્કાર કરાવીને બાર વર્ષ સુધી ખૂબ જ કઠીન વિદ્યાભ્યાસ કર્યો.

અધ્યયન સમાપ્ત કરીને ઘરે પાછો ફર્યો ત્યારે તેને પોતાની વિદ્યાનો ખૂબ જ અહંકાર આવી ગયો હતો. શ્વેતકેતુ વિદ્યાની સાથે સાથે અહંકાર અને અવિનય પણ

લેતો આવ્યો.

પુત્રના અહંકારને જોઈ પિતાને દુઃખ થયું. તેમણે શ્વેતકેતુને કહ્યું, 'બેટા ! તું એવી તે કંઈ વિદ્યા ભણી આવ્યો કે તને તારી વિદ્યાનું આટલું બધુ અભિમાન છે ? પરંતુ શું તું એક એવી વસ્તુને જાણે છે કે જેને જાણી લેવાથી આ જગતની બધી જ વસ્તુઓનું જ્ઞાન થઈ જાય ? 'येनाश्रुतं श्रुतं भवति, अमतं मतं, अविज्ञातं विज्ञातमिति ।' એક એવી વસ્તુ કે જેને સાંભળવાથી, જોવાથી, વિચારવાથી બધી જ વસ્તુઓ સંભળાય જાય, જોવાય જાય, તથા વિચારાય જાય.'

પિતાનો આ પ્રશ્ન સાંભળતા જ શ્વેતકેતુનો ગર્વ ઓગળ્યો. તે પિતાના પ્રશ્નનો ઉત્તર આપી ન શક્યો અને કહ્યું, 'પિતાજી ! હું કોઈ એવી વસ્તુને જાણતો નથી. શું એવું કશું છે જે એકને જાણી લેવાથી બધુ જ જ્ઞાન થઈ જાય ?'

પિતાએ કહ્યું, 'यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद् ।' 'જેવી રીતે માટીને જાણી લેવાથી માટીના તમામ પદાર્થો જાણી લેવાય છે, તથા સુવર્ણને જાણી લેવાથી સુવર્ણની તમામ વસ્તુઓને જાણી લેવાય છે. તથા લોખંડને જાણી લેવાથી લોખંડના તમામ પદાર્થોને જાણી લેવાય છે. કારણ કે તે છે તો માટી, સુવર્ણ અથવા લોખંડ બાકી માટલું, મુગટ કે સોય વગેરે તો તેના વિકાર છે. તેવી રીતે એ તત્ત્વ પણ તેવું જ છે, જેનું જ્ઞાન થઈ જવાથી તમામ જ્ઞાન મળી જાય છે.'

શ્વેતકેતુએ કહ્યું, 'પિતાજી ! મારા ગુરુજીએ મને આવા પ્રકારની કોઈ શિક્ષા આપી નથી. 'तत् तु भगवन् एव मे ब्रवीतु ।' હવે તમે જ મને એ એક તત્ત્વનો ઉપદેશ કરો, જેને જાણી લેવાથી તમામ પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે.'

પુત્રની જ્ઞાનપ્રાપ્તિ માટેની ઉત્કંઠા જોઈ ઋષિ તે પરમતત્ત્વનો ઉપદેશ કરે છે.

ઋષિએ કહ્યું, 'બેટા ! 'सदैव सोम्य इदम् अग्र आसीद् एकम् एव अद्वितीयम् ।' સૃષ્ટિના આરંભે એકમાત્ર તત્ત્વ હતું 'સત્'. એમણે વિચાર કર્યો કે 'बहु स्याम् प्रजायेय' હું એકમાંથી બહુરૂપે થાઉ.

તેમણે સહુ પ્રથમ તેજ (અગ્નિ) ઉત્પન્ન કર્યું. તેજમાંથી જળ, જળમાંથી અન્ન અને ત્યારબાદ સર્વ પદાર્થોનું સર્જન કર્યું. આ જગતમાં જે લાલ રંગની વસ્તુઓ છે તે અગ્નિનો અંશ છે, જે સફેદ રંગની વસ્તુઓ છે તે જળનો અંશ છે. અને જે કાળા રંગની વસ્તુઓ છે તે અન્નનો અંશ છે. આમ વિશ્વમાં તમામ પદાર્થોમાં અગ્નિ, જળ અને અન્ન જ પ્રધાન છે.

આ ત્રણ તત્ત્વોને જાણવાથી વિશ્વના તમામ પદાર્થોનું જ્ઞાન થઈ જાય છે. અથવા સર્વનું મૂળ 'સત્ તત્ત્વ'ને જાણી લીધા પછી કશું જાણવાનું બાકી રહેતું નથી.' 'एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवती ।'

પિતાએ આપેલા જ્ઞાનમાં શ્વેતકેતુને અત્યંત રસ પડવા લાગ્યો. તેને વધારે ને વધારે વિસ્તારથી તે સત્ તત્ત્વને જાણવાની ઉત્કંઠા જાગવા લાગી.

શ્વેતકેતુના અતિ આગ્રહથી ઉદ્દાલકઋષિએ દહીં, મધ, નદી, વૃક્ષાદિકના ઉદાહરણ દ્વારા સત્ તત્ત્વનો વિસ્તારથી બોધ કરાવ્યો. આમ શ્વેતકેતુને સાચુ જ્ઞાન પ્રાપ્ત થયું અને પોતાના ગર્વનો નાશ થયો.

(છાન્દોગ્ય ઉપનિષદ, અધ્યાય ૬) ◎

---

જીવનના પગલે પગલે ઉપયોગી બને એવી આ પ્રકારની અનેક કથાઓ ઉપનિષદોમાં આવેલી છે. ઉપનિષદો વેદોનો જ એક ભાગ છે એટલે ભ્રમ ઉત્પન્ન થઈ ગયો છે કે એ તત્ત્વજ્ઞાનના ગ્રંથો છે, પરંતુ એવું નથી. ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાન તો ભર્યું જ છે, પણ સાથે સાથે જીવન ઉપયોગી અનેક રહસ્યો તથા અધ્યાત્મવિદ્યા પણ અભરે ભરી છે.

સરળ કથાઓની સાથે જીવનના સાચા અર્થો પ્રગટ કરતા ઉપનિષદો ઉપરાંત પુરાણોની કથાઓ, રામાયણ, મહાભારત આદિ ઈતિહાસ કથાઓ, અવતાર ચરિત્રો વગેરે અનેક નાની-મોટી કથાઓ-વાર્તાઓ નાના નાના બાળકોથી માંડી વૃદ્ધોને પણ જીવન જીવવાની કળાઓ શિખવે છે, નવો ઉત્સાહ આપે છે, નવું જોમ આપે છે.

જુના વખતમાં બળકોનો ઉછેર સંયુક્ત કુટુંબમાં થતો. નાના બાળકો સાંજ પડે અને ફળીયામાં ક્યારે ખાટલા ઢળાય તેની વાટ જોતા. ચાંદાના આછા પ્રકાશમાં તારાઓને નિહાળતા નિહાળતા દાદા-દાદીની હુંફાળી ગોદમાં અનેક પ્રકારની વાર્તાઓ પિરસાતી. એ વાર્તાઓ મહાભારતની હતી, રામાયણની હતી, ઉપમન્યુ કે આરુણિની હતી, પછી ભલેને કાલ્પનિક પરીઓની હતી, પણ તે વાર્તાઓ બાળકોના અંતરમાં અજવાળાઓ કરી દેતી. આજે આ બધું લૂપ્ત થયું છે.

ભારતીય સંસ્કૃતિના આવા અજોડ ગ્રંથો આજે સમાજમાંથી વિસરાઈ રહ્યા છે, અરે ! એ ગ્રંથોના નામ પણ કોઈ નથી જાણતું, ત્યારે જરુર તેના કારણો શોધવા જોઈએ અને તે કારણોનું મંથન કરવું જોઈએ. ◎

# સમાચાર દર્શન

## હોલીસ્ટીક હેલ્થ સેન્ટર, શિલાન્યાસ સમારોહ

ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રબોધિત તથા ગુરુકુલ પરંપરાના સંસ્થાપક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ આરંભેલા સર્વજીવહિતાવહ સેવાયજ્ઞના ભાગ રુપે સંસ્થા દ્વારા અનેક સેવાયજ્ઞો થતા રહે છે. તેમાં વધુ એક સોપાનનો ઉમેરો થતા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) છારોડી ખાતે તારીખ ૨, માર્ચના રોજ પરમ પૂજ્ય જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં 'હોલીસ્ટીક હેન્થ સેન્ટર'નો શિલાન્યાસ થયો.

યોગ, આયુર્વેદ અને મેડિકલ સાયન્સના અદ્‌ભૂત સંગમ સ્વરુપ હેલ્થસેન્ટરનું ખાતમૂહુર્ત પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા ઉપસ્થિત સંતો-યજમાનો-મહાનુભાવોના હસ્તે થયું.

આ પ્રસંગે યોજાયેલ સભાના પ્રારંભે ઉપસ્થિત સંતો તથા મહાનુભાવોનું સ્વાગત કરવામાં આવ્યું. ત્યારબાદ ડો. પાર્થિવભાઈ મહેતા તથા વૈદ્યરાજ શ્રી હરિન્દ્રભાઈ દવેએ આંખ, નાક, કાન વગેરે શરીરના ભાગોમાં થતાં રોગો, તેના ઉપાયો તથા આયુર્વેદ પધ્ધતિ જેવી કે પંચકર્મ, ક્ષારસુત્ર પદ્ધતિ, સૂવર્ણ પ્રાશન, યોગ, શિરોધારા વગેરે પદ્ધતિઓને પ્રેઝન્ટેશન દ્વારા વિગતવાર સમજાવી હતી.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે, યોગ અને આયુર્વેદ આપણો અણમૂલો વારસો છે. આયુર્વેદ વિજ્ઞાનનો વ્યવસ્થિત ઉપયોગ કરવામાં આવે તો આધુનિક મેડિકલના જે બેફામ ખર્ચાઓ છે તેનાથી આમ જનતા બચી શકે. આધુનિક મેડિકલ ક્ષેત્રમાં જેવું રીસર્ચ થાય છે તેવું જ રીસર્ચ આયુર્વેદમાં પણ થવું જરુરી છે. નિદાન પદ્ધતિમાં આધુનિક જ્ઞાન-વિજ્ઞાનનો લાભ આયુર્વેદમાં લઇ શકાય તથા શરીર અને મનની બિમારીઓને દૂર કરવા માટે જો યોગનો સહારો લેવામાં આવે તો સારવાર ક્ષેત્રે ન કલ્પી શકાય તેવા પરિણામો મેળવી શકાય છે. આ બધી બાબતોને ધ્યાનમાં રાખીને પૂજ્ય જોગી સ્વામીની સ્મૃતિમાં યોગ, આયુર્વેદ અને મેડિકલ સાયન્સના અદ્‌ભૂત સંગમ રુપ આ હેલ્થસેન્ટરનો શિલાન્યાસ થઇ રહ્યો છે. આ ઉપરાંત પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, ડો. વિજયભાઈ ધડુક વગેરેએ પ્રાસંગિક પ્રવચન કર્યા હતા. આ પ્રસંગે હોલીસ્ટીક હેલ્થ સેન્ટરમાં સેવા આપનારા ડૉ.પાર્થિવભાઈ મહેતા, ડૉ.વસંતભાઈ વાલુ, ડૉ. નંદલાલ માનસેતા, ડૉ. અનિલભાઈ જૈન, ડૉ.કેયુર શાહ, ડૉ.રજનીભાઈ પટેલ તેમજ વૈદ્ય પ્રવિણભાઈ હીરપરા, વૈદ્ય તપનભાઈ, વૈદ્ય હરિન્દ્રભાઈ દવે, વૈદ્ય ભાવેશભાઈ જોષી વગેરે ૮૦ થી વધારે ડોક્ટરો તથા વૈદ્યોનું સદ્‌ગુરુ સંતોએ સન્માન કર્યુ હતું. આ ઉપરાંત આ પ્રસંગે ખાસ સોમનાથ સંસ્કૃત યુનિ.ના કુલપતિ શ્રી કુટુંબ શાસ્ત્રીજીએ ઉપસ્થિત રહી સંસ્કૃત અને સંસ્કૃતિના જતન અને પ્રવર્તન માટેની પૂજ્ય સ્વામીજીની સરાહનીય સેવાપ્રવૃત્તિઓને બિરદાવી પૂજ્ય સ્વામીજીને ડી.લીટ(ડોક્ટર ઓફ લીટરેચર)ની પદવી અર્પણ કરી હતી.

આ પ્રસંગે અમેરિકા સ્થિત ડો. વિજયભાઈ ધડુક, ડી.કે. શાહ, નરહરિભાઈ અમીન, વલ્લભભાઈ કથિરીયા, વલ્લભભાઈ કાકડીયા, કાંતિભાઈ ગાંધી, ડો.શામળદાસ પટેલ, ડો.વિપુલભાઈ પટેલ, ગુણવંતભાઈ સોજીત્રા, દકુભાઈ કસવાળા, શ્રી આર.આર.પટેલ, આર.એસ.પટેલ, પ્રેમજીભાઈ કેસરાણી, કપુરચંદભાઈ શાહ-આફ્રિકા વગેરે મોટી સંખ્યામાં હરિભક્તો ઉપસ્થિત રહ્યા હતા.

## સમાવર્તન સંસ્કાર સમારોહ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર ખાતે વિદ્યાર્થીઓ ધોરણ ૯ થી ગ્રેજ્યુએશન સુધીનો અભ્યાસ કરી રહ્યા છે. ટી.વાય.નો અભ્યાસ પૂર્ણ થતા વિદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કાર ઉજવવામાં આવે છે. તે જ રીતે તારીખ ૨ માર્ચના રોજ વર્ષ ૨૦૧૩-૧૪ દરમિયાન ટી.વાય.નો અભ્યાસ પૂર્ણ કરી રહેલા વિદ્યાર્થીઓનો સમાવર્તન સંસ્કાર ઉજવવામાં આવ્યો હતો. પ્રારંભે વિદ્યાર્થીઓએ ભગવાન શ્રીહરિ તથા ઉપસ્થિત તમામ સંતોનું પૂજન કર્યું હતું. આ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વિદ્યાર્થીઓને સંસ્કારી જીવનનું મહત્ત્વ સમજાવ્યું હતું. તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ જીવનમાં સત્સંગ અને સંસ્કાર જાળવવા ભલામણ કરી. સમાવર્તિત થનારા વિદ્યાર્થીઓને સદ્‌ગુરુ સંતોએ ગુરુકુલનું કાયમી સંભારણું રહે તેવા હેતુથી મોમેન્ટો તથા

મહારાજની મૂર્તિ અર્પણ કરી હતી.

એજ રીતે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) માં અભ્યાસ કરી રહેલા ધોરણ ૧૦ અને ૧૨ ના વિદ્યાર્થીઓનો પણ સમાવર્તન સંસ્કાર યોજાયો. જેમા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી વિદ્યાર્થીઓને શુભાશીર્વાદની સાથે સાથે સ્મૃતિ તરીકે મોમેન્ટો તથા ઘનશ્યામ મહારાજની મૂર્તિ અર્પણ કરી હતી.

## મહાશિવરાત્રી મહોત્સવ

ભગવાન શ્રી સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં પોતાના આશ્રિતોને શિવરાત્રિ, જન્માષ્ટમી જેવા ઉત્સવો ખૂબ જ ધામધૂમથી ઉજવવાની આજ્ઞા કરી છે. એ આજ્ઞા પ્રમાણે મહાશિવરાત્રિના પવિત્ર દિને ગુરુકુલ-અમદાવાદ ખાતે બિરાજમાન ભગવાન શ્રી નીલકંઠ મહાદેવને વિશેષ શણગાર સજવામાં આવ્યા હતા. આજના દિને હજારો ભક્તજનોએ મહાદેવજીના પૂજનનો અલભ્ય લાભ લીધો હતો. સાંજના સમયે સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં શ્રી નીલકંઠ મહાદેવજીનું રાજોપચાર પૂજન ખૂબ જ ભક્તિભાવ સાથે થયું. પૂજન બાદ યોજાયેલી સભામાં ગુરુકુલ સંગીતવૃંદ દ્વારા શિવ મહિમાના કીર્તનોનું ગાન થયું તથા પૂજ્ય સ્વામીજીએ શિવતત્ત્વને સમજાવ્યું હતું.

## શ્રીમદ્ સત્સંગિજીવન પારાયણ

સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણની ચરણરજથી પાવન થયેલ શ્રી સ્વામિનારાયણ મંદિર રાજકોટ ખાતે તારીખ ૫ થી ૯ માર્ચ દરમિયાન ભગવાન શ્રી સ્વામિનારાયણના લીલા ચરિત્રોથી ભરપુર ગ્રંથરાજ શ્રીમદ્ સત્સંગિજીવનની પંચદિનાત્મક પારાયણ યોજાઇ. યજ્ઞપ્રિય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભકિતપ્રકાશદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીના વ્યાસાસને યોજાયેલ આ કથાના યજમાનપદે રાજકોટ નિવાસી તથા ગુરુકુલ પરિવારના સન્નિષ્ઠ સેવકો શ્રી દેવશીભાઇ કાચા, જયંતિભાઇ, દેવરાજભાઇ, રસીકભાઇ વગેરે કાચા પરિવારે લાભ લીધો હતો.

કથાના પ્રારંભે કાચા પરિવારના નિવાસ સ્થાનેથી બાલાજી હનુમાન થઇ મંદિર સુધી ભવ્ય પોથીયાત્રા નીકળી હતી. પંચદિનાત્મક આ કથાપારાયણમાં શ્રી ઘનશ્યામ મહારાજ જન્મોત્સવ, બોરડી ઉત્સવ, ફૂલદોલોત્સવ, પટ્ટાભિષેક મહોત્સવ વગેરે ઉત્સવો ખૂબજ ધામધૂમથી ઉજવવામાં આવ્યા હતા. ઉપરાંત પ. ભ. શ્રી લક્ષ્મણભાઇ આદ્રોજાએ ભગવાન સ્વામિનારાયણની રાજકોટમાં પધરામણીના વિવિધ પ્રસંગો રજુ કર્યા હતા તથા દેવ ઉત્સવ મંડળના ગવૈયાઓ દ્વારા તે તે પ્રસંગોના કીર્તનો રજુ થયા હતા.

આ પંચદિનાત્મક કથાપારાયણમાં રાજકોટ મંદિરના કોઠારી શ્રી વિવેકસાગરદાસજી સ્વામીએ તમામ વ્યવસ્થા ગોઠવી હતા. આ કથામાં મોટી સંખ્યામાં સંતો તથા હરિભક્તોએ ઉપસ્થિત રહી કથાશ્રવણનો લાભ લીધો હતો.

## મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ

**નરસંડા** - વડતાલધામની નજીક આવેલ નરસંડા ગામે સત્સંગસભાના પ્રમુખ શ્રી નૌતમપ્રકાશદાસજી સ્વામીની પ્રેરણાથી તૈયાર થયેલ નૂતન શ્રી સ્વામિનારાયણ મંદિરનો પ્રતિષ્ઠા ઉત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો. આ મહોત્સવમાં પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

**ગોરાડ**- વડતાલ મંદિરના પૂર્વ કોઠારી શ્રી ધર્મપ્રિયદસજી સ્વામી (બાપુસ્વામી)ની પ્રેરણાથી ગોરાડ ગામે તૈયાર થયેલ નૂતન શ્રી સ્વામિનારાયણ મંદિરનો પ્રતિષ્ઠા ઉત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાયો. આ મહોત્સવમાં પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

## પુષ્પદોલોત્સવ

હોળી, ધુળેટી-પુષ્પદોલોત્સવ એટલે આનંદ, ઉત્સાહ અને ભક્તિનો દિવસ. ભગવાન નરનારાયણ દેવના પ્રાગટ્ય મહોત્સવ નિમિત્તે ઉજવાતો પુષ્પદોલોત્સવ ભારે ભક્તિભીનો બની રહે છે. તારીખ ૧૭ માર્ચના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે આ ઉત્સવ ખૂબ જ ધામધૂમથી ભક્તિસભર ઉજવાયો.

કીર્તનભક્તિથી પ્રારંભ થયેલ આ મહોત્સવમાં અદ્‌ભુત કલાથી સુશોભિત બાર બારણાના હીંડોળામાં બાર સ્વરુપે દર્શન આપતા ભગવાન શ્રીહરિ તથા બાલસ્વરુપ ઘનશ્યામ મહારાજનો ૧૨૦૦ કીલો વિવિધ પ્રકારના પૂષ્પો વડે સદ્‌ગુરુ સંતોના હસ્તે ભવ્ય અભિષેક થયો. બાર સ્વરુપે બિરાજમાન શ્રીહરિની બાર સંતો તથા ભક્તજનોએ આરતી ઉતારી, કેસુડાનું જળ તથા વિવિધ પ્રકારના રંગોનો સદ્‌ગુરુ સંતોએ શ્રી ઘનશ્યામ મહારાજ

ઉપર છંટકાવ કર્યો, વિદ્યાર્થીઓએ હીંડોળાના કીર્તન સાથે નૃત્ય રજુ કર્યું તથા યજમાન હરિભક્તો દ્વારા ભગવાન શ્રીહરિને ખજુર, ધાણી વગેરે ફગવા કીર્તન સાથે અર્પણ થયા ત્યારે વાતાવરણમાં અલૌકિકતા પ્રસરી ગઈ.

ત્યારબાદ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ટેલીફોન દ્વારા ઉપસ્થિત ભક્તજનોને શુભાશીર્વાદ પાઠવ્યા. પરમ પૂજ્ય પુરાણી સ્વામી, પરમ પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી, પરમ પૂજ્ય શ્રીહરિદાસજી સ્વામી તથા પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામીએ પ્રસંગોચિત કથાવાર્તાનો લાભ આપ્યો હતો. સંત આશીર્વાદ બાદ સંકીર્તન અને નૃત્યના ઉત્સાહપૂર્ણ વાતાવરણમાં સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં પ્રસાદિની પુષ્પ પાંખડીઓ, સાત્વિક રંગો અને કેસુડાના જળ વડે દિવ્ય રંગોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

## ગુરુકુલ ગૌરવ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા ઋષિકુમારો તાજેતરમાં રાષ્ટ્રીય સંસ્કૃત સંસ્થાન, દિલ્હી દ્વારા ભોપાલ ખાતે આયોજિત રાષ્ટ્રીય કક્ષાની વક્તૃત્વ સ્પર્ધામાં સફળતા મેળવી સંસ્થાનું નામ રોશન કર્યું છે. ઋષિકુમાર શ્રી ભગીરથ ત્રિવેદીએ ન્યાય વિભાગમાં લેવાયેલ શાસ્ત્રાર્થ સ્પર્ધામાં ગોલ્ડ મેડલ તથા સ્વસ્તિક જાનીએ ન્યાય વિભાગની શલાકા સ્પર્ધામાં બ્રોન્ઝ મેડલ મેળવ્યો હતો. સદ્‌ગુરુ સંતોએ આ બન્ને વિદ્યાર્થીઓને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.


## ગુરુકુલ દર્શન માસિક અંગેની વિગતો

ન્યુઝ પેપર રજીસ્ટ્રેશન રુલ ૧૯૫૬ અન્વયે જાહેરનામું

પ્રકાશન સ્થળ:- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ

પ્રકાશન સમય :- દર માસની ૨૫ તારીખે

પ્રકાશકનું નામ:- પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

રાષ્ટ્રીયતા :- ભારતીય

સરનામુ:- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ

તંત્રીનું નામ :- પાર્ષદ શામજી ભગત

માસિકના માલિક :- પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

હું પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી આથી જાહેર કરું છું કે ઉપરની માહિતી મારી જાણ અને માન્યતા પ્રમાણે સાચી છે.

સહી- પુરાણી બાલકૃષ્ણદાસ.


## પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ પ્રારંભેલી શૈક્ષણિક પરંપરા અનુસાર શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - અમદાવાદમાં ધો- ૯ અને ૧૧ માં વિદ્યાભ્યાસ પ્રવેશ અંગે

★ અદ્યતન શૈક્ષણિક સુવિધા સાથે તૈયાર થયેલ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાલયમાં ધોરણ - ૯માં પ્રવેશ મેળવવા માટે પ્રવેશફોર્મ તા. ૨૦/૪/૧૪ થી ૧/૫/૧૪ દરમિયાન સંસ્થાના કાર્યાલયમાંથી પ્રાપ્ત થશે.

★ ધોરણ ૯માં પ્રવેશ મેળવવા ઈચ્છતા વિદ્યાર્થીઓએ તા.૧/૫/૧૪, ગુરુવારનાં રોજ સવારે ૯ કલાકે પ્રવેશ પરીક્ષા આપવાની રહેશે, જેના પરિણામને આધારે વિદ્યાર્થીના પ્રવેશનો નિર્ણય કરવામાં આવશે.

★ આ પરીક્ષામાં ગણિત, વિજ્ઞાન, અંગ્રેજી તથા સ્વામિનારાયણ સંપ્રદાયની પ્રાથમિક માહિતીને આધારે કુલ ૧૦૦ માર્ક્સનું પેપર લેવામાં આવશે.

★ પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીએ પ્રવેશ ફોર્મની સંપૂર્ણ માહિતી ભરી સાથે લાવવું.જેમાં પાસપોર્ટ સાઈઝનો નવો ફોટો લગાવવો જરૂરી છે.

★ ધોરણ ૧૧ સાયન્સ તથા કોમર્સમાં પ્રવેશ મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓને ધોરણ ૧૦ના ઓનલાઈન પરિણામ આવ્યાના બીજા જ દિવસે પ્રવેશ આપવામાં આવશે. જે કાર્યવાહી માત્ર બે દિવસ ચાલશે. (ઈન્ટરનેટ પરથી મેળવેલી માર્કશીટને આધારે પ્રવેશ અપાશે, ઓરીજનલ માર્કશીટની રાહ જોવાની જરૂર નથી.)

★ ધોરણ ૧૧માં પ્રવેશ મેળવવા માટે ધોરણ ૧૦માં ૬૦% થી વધારે હોય તેને કોમર્સમાં અને ૮૦%થી વધારે હોય તેને સાયન્સમાં પ્રવેશ આપવામાં આવશે. જે કાર્યવાહી વહેલા તે પહેલાના ધોરણે કરવામાં આવશે.

★ **અમદાવાદ શહેરમાં નિવાસ કરતા વિદ્યાર્થીઓ માટે...** અમદાવાદ શહેરમાં નિવાસ કરીને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિદ્યાલયમાં અભ્યાસ કરવા ઈચ્છતા વિદ્યાર્થીઓને પણ ધોરણ ૯ તથા ૧૧માં પ્રવેશ આપવામાં આવશે. જે વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરીને પોતાના ઘરે જઈ શકશે. જેમાં પ્રવેશ અંગે ધોરણ ૮માં ૭૦% પ્રાપ્ત કરેલ વિદ્યાર્થીને ધોરણ ૯માં મૌખિક પરીક્ષા બાદ પ્રવેશ આપવામાં આવશે અને ધોરણ ૧૦માં ૬૫%પ્રાપ્ત વિદ્યાર્થીઓને ધોરણ ૧૧ માં પ્રવેશ આપવામાં આવશે.

**નોંધ :** ધોરણ ૧૦, ૧૨ તથા કોલેજના નવા વિદ્યાર્થીઓ માટે નૂતન પ્રવેશ અંગે કોઈ વ્યવસ્થા રાખવામાં આવેલ નથી.

**અ. નિ. પરમ પૂજ્ય યોગીવલ્લભદાસજી સ્વામી- કંડારી ગુરુકુલ**

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ કંડારીના યુવાન સંત શ્રી યોગીવલ્લભદાસજી સ્વામી ૩ર વર્ષની ઉંમરે અક્ષરધામ સિધાવ્યા છે. પૂજ્ય યોગીવલ્લભ સ્વામી શ્રીહરિ તથા સંતોમાં અપાર હેત ધરાવતા હતા. પરમ પૂજ્ય ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીની આજ્ઞાથી વડોદરા ગુરુકુલમાં રહી સત્સંગ મંડળ તેમજ અન્ય સેવાઓ ખૂબ જ નિષ્ઠાથી બજાવી સંતો તથા હરિભક્તોનો રાજીપો મેળવ્યો હતો. એક ખરા સાધકની જેમ યોગીસ્વામીએ છેલ્લી ક્ષણ સુધી મહારાજની મૂર્તિમાં વૃત્તિ રાખી ઉત્તમ ઉદાહરણ પૂરું પાડ્યું હતું. ભગવાન શ્રીહરિ આ પરમ પવિત્ર આત્માને પોતાના સુખે સુખીયો કરે તથા પૂજ્ય ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી તથા મંડળના તમામ સંતો-ભક્તોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. પરમ પૂજ્ય મુક્તમુનિદાસજી સ્વામી- આટકોટ**

શ્રી સ્વામિનારાયણ મંદિર આટકોટના પૂજ્ય શ્રી મુક્તમુનિદાસજી સ્વામી ૪૧ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. હાલ મુંબઇ ખાતે ભુલેશ્વર મંદિરમાં કોઠારી તરીકેની સેવા કરી રહેલા પરમ પૂજ્ય સંતદાસજી સ્વામીના શિષ્ય તરીકે વર્ષોથી સેવા કરી પૂજ્ય મુક્તમુનિસ્વામીએ ખૂબ જ રાજીપો મેળવ્યો હતો. સેવાનું અંગ અને ભક્તિસભર હૈયે સહુ સંતો-ભક્તોને ખૂબ જ રાજી કર્યા હતા. આ યુવાન સંતના અક્ષરવાસ થવાથી સંપ્રદાયને એક ખૂબ મોટી ખોટ પડી છે. પૂજ્ય મુક્તમુનિસ્વામીના આત્માને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા મંડળના તમામ સંતો-ભક્તોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી પરશોત્તમભાઈ રામજીભાઇ લીંબાણી- ઇંટવાયા :-** ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક અને પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ તથા સંતોના કૃપાપાત્ર પ.ભ. શ્રી પરશોત્તમભાઈ લીંબાણી, તા. ૧૪ ફેબ્રુઆરીના રોજ ભગવદ્ સ્મરણ કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. ભગવાન શ્રીહરિ તેમના દિવ્ય આત્માને મૂર્તિનું અખંડ સુખ અર્પે તથા સુપુત્રો શ્રી ધીરુભાઈ, દેવશીભાઈ વગેરે પરિવારજનોને સત્સંગનું બળ અર્પે એ જ પ્રાર્થના.

**પ. ભ. શ્રી શંકરભાઈ મોતીભાઈ પટેલ- અરોડા :-** ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના અનન્ય ઉપાસક તથા સંતોના કૃપાપાત્ર પ.ભ. શંકરભાઈ પટેલ તા. ૧૮ ફેબ્રુઆરીના રોજ ૭૮ વર્ષની ઉંમરે અક્ષરવાસી થયા છે. શંકરભાઈએ અરોડા સ્વામિનારાયણ મંદિરમાં ૨૮ વર્ષ પૂજારી તરીકે રહી સેવા કરી હતી. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાનું અલૌકિક સુખ આપે તથા ભગુભાઈ આદિક પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**પ. ભ. નાથાભાઇ કાનજીભાઇ વરસાણી- સામત્રા :-** ગામ સામત્રા (કચ્છ) નિવાસી પ. ભ. શ્રી નાથાભાઈ વરસાણી ૭૯ વર્ષની ઉંમરે હરિસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાનું સુખ આપે તથા પરિવારજનોને ધીરજ આપે તેવી પ્રાર્થના.

## આગામી આયોજન

**પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને શ્રી સ્વામિનારાયણ મંદિર ભુલેશ્વરને આંગણે દેવોના અભિષેક પ્રસંગે**

### શ્રીમદ્ સત્સંગિજીવન સપ્તાહ પારાયણ

**તારીખ : ૨ થી ૮ એપ્રિલ, ૨૦૧૪**

**યજમાન : અ.નિ.પ.ભ. રમણલાલ મહેતાની પવિત્ર સ્મૃતિમાં સુપુત્ર શ્રી બિહારીભાઇ મહેતા તથા સર્વ પરિવારજનો**

**પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને ફાટસર (ઉના) મુકામે સમસ્ત પિતૃઓના મોક્ષાર્થે**

### શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણ

**તારીખ : ૨૧ થી ૨૭ એપ્રિલ, ૨૦૧૪**

**યજમાન : અશોકભાઇ લાલજીભાઇ જાગાણી તથા સર્વ પરિવારજનો**

**તા. ૮/૪/૧૪, મંગળવાર : શ્રીરામ નવમી તથા ભગવાન શ્રી સ્વામિનારાયણ જયંતિ:** શ્રી નિલકંઠવર્ણી પયોભિષેક તથા રાજોપચાર પૂજન, સવારે ૬:૩૦ કલાકે, શ્રી રામ ભગવાન પ્રાગટ્યોત્સવ, બપોરે ૧૨ કલાકે, શ્રી ઘનશ્યામ મહારાજ પ્રાગટ્યોત્સવ, સાંજે ૯ થી ૧૧ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૧૧/૪/૧૪ શુક્રવાર : કામદા એકાદશી :** કીર્તનભક્તિ, સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

**તા. ૧૫/૪/૧૪ મંગળવાર : શ્રી હનુમાન જયંતિ :** શ્રીહનુમાનજીનું વિશેષ પૂજન, સાંજે ૬:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ

**તા. ૨૫/૪/૧૪ શુક્રવાર : વરુથિની એકાદશી :** કીર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ.

નરનારાયણદેવ પ્રાગટ્ય દિન પ્રસંગે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે યોજાયો ભવ્ય પુષ્પદોલોત્સવ

નરસંડા તથા ગોરાડ ગામે નૂતન મંદિરમાં પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે ઉપસ્થિત પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સંતો.

1. *Darshan* of Marvellous *Pushpadol Utsav* at Shree Swaminarayan Gurukul Ahmedabad, on the auspicious day of Birth Anniversary of Shree Narnarayan Dev. 2-3. HH Balkrishnadasji Swami participating in *Pratishtha* festival of New Temples at village Narsanda & Gorad.

"GURUKUL DARSHAN" RNI NO. GUJGUJ/2009/28937 Date of publication is 25th of every month and Permitted to post at A'bad, PSO on 25th of every month. Registered under Postal Regd. No. GAMC1468/2013-2015, Valid up to 31-12-2015 issued by SSP A'bad-9.License to post without Prepayment No. CPMG/GJ/112/2013 valid up to 30-06-2014.

હોલીસ્ટીક હેલ્થસેન્ટરની શિલાન્યાસ વિધિ કરતા સંતો તથા ઉપસ્થિત મહાનુભાવો.

હેલ્થસેન્ટરના યજમાનશ્રીઓને આશીર્વાદ આપતા સદ્‌ગુરુ સંતો

પૂજ્ય સ્વામીજીને ડી.લીટની પદવી અર્પણ કરતા સોમનાથ સં.યુ.ના કુલપતી શ્રી કુટુંબ શાસ્ત્રીજી

સદ્‌ગુરુ સંતો સાથે હેલ્થસેન્ટરમાં સેવા આપનારા ડોક્ટરશ્રીઓ તથા વૈદ્યો.

1-2. Shree Jogi Swami Holistic Health Center : Foundation stone laying by Sadguru Saints & Dignitaries. 3. Sadguru Saints and Sponsors of 'Shree Jogi Swami Holistic Health Center'. 4. Hon. V. Kutumb Shastri (Chancellor of Shree Somnath Sanskrit Uni.) bestowing honorary degree of D.Lit. to Pujya Swamiji. 5. Sadguru Saints with Doctors and *Ayurvdeic Vaidyaa*, contributing services to Shree Jogi Swami Holistic Health Center.